ॐ तत्सत्

આઠી રૂપીઆમાં બારસો પાનાનું વાંચન.

વર્ષ ૨ જું. | સાહિત્યકુંજ | પુસ્તક ૩ જું.

ગ્રંથમાળાનું દસમું પુસ્તક

# ગૌરી.

લેખકઃ
શ્રી. જ્યોતિ

II 5
1925 1925
Reg. No. 126
83

તંત્રી—શ્રી. પટેલ.

પ્રકાશકઃ—

અંબાઈદાસ રામેશ્વર મંત્રી.
સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ;
નડીઆદ—(ગુજરાત).

જીવનમાં ઉચ્ચતા, રસિકતા અને આનંદીપણું રેડવા

નટ : ૨

# બાણાવળી.

| | | |
|---|---|---|
| છૂટક નકલ | અઠવાડીક | વા. લ. |
| | | સ્થાનિક રૂ. ૩-૦-૦ |
| એક આનો. | જરૂર વાંચો. | બહારગામ રૂ. ૪-૦-૦ |
| | | પરદેશ રૂ. ૫-૦-૦ |

વિલાયતના સુપ્રસિદ્ધ ટીટબીટસ. પીઅરસન્સ જેવા અઠવાડિકની ગુજરાતી સાહિત્યમાં ઉણપ પૂરવા લોકોની આગ્રહ ભરી માંગણીને વશ થ અમે એ સાહિત્યના ઉંડા અભ્યાસીઓમાં એક અને વાંચકોના સુપરિચિ લેખક **શ્રી** વેણીલાલ પટેલના તંત્રીપણા હેઠળ બાણાવળી નામનું ફાગણ વદી ૧૪ તા. ૩-૪-૨૪ ને ગુરૂવારથી પ્રકટ કરવા ધાર્યું છે. વિલાય એ સાહિત્યને લગતા પુષ્કળ પત્રો ખાસ મંગાવવા ઉપરાંત હિંદી મ ક અને બંગાળી પત્રોની વાનગી પણ ચખાડવામાં આવશે. હાસ્યરસના ટુચકા ઓ અને શકરો સુંદર ભાવપૂર્ણ ટુંકી વાર્તાઓ બેરાવર દિલકશ પ્લોટના ચાલુ વાર્તાઓ, લોકગીતો અને કથાઓ મધુકરી ( બાહબંધ પત્રો પુસ્તકો અને માસિકોમાંથી જાણવા જેવી ખબરો ) વિલાકળા, હુન્નર, જ્ઞાન અને વિનોદ, સુંદરી સંઘના પ્રશ્નો જીવનમાંની નાનામાં નાની તેમજ મોટામાં મોટી ગુંચવણોના ઉકેલ જોઇ શકશો. બાણાવળીનો કોઈપણ અંક તમે હાથમાં લેશો તો તે તમને નવીજ સૃષ્ટિના દર્શન કરાવી દિલને ડોલાવશે અને તમેજ કહેશો કે બાણાવળી એ **ગુજરાતી વર્તમાન પત્રોમાં** કોઈ ઇતિહાસમાં નવો સફો ઉમેર્યો છે.

આગળથી ગ્રાહકો થયેલ અને ગ્રંથમાળાના બધાયે ગ્રાહકને પ્રથમ અંક મોકલવામાં આવશે.

**અંબાઈદાસ બાબરભાઇ પટેલ.**

મેનેજીંગ પ્રોપ્રાઇટર—નટપુર બાણાવળી;

**સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ—નડીઆદ.**

અઢી રૂપીઆમાં બારસો પાનાનું વાંચન.

વર્ષ ૨ જું. | **સાહિત્યકુંજ** | પુસ્તક ૩ જું.

ગ્રંથમાળાનું દસમું પુસ્તક

# ગૌરી.

રવિક્રમ સામે સ્નેહ બંડ ઉઠાવતી રસીલી વાર્તા

---

લેખકઃ-
**શ્રી બાળકૃષ્ણ ચુનીલાલ જ્યોતિ.**
કરોળીઆ પોળ—વડોદરા.

---

તંત્રીઃ—વેણીલાલ આર. પટેલ સુરત નં. ૨૭.

---

પ્રકાશકઃ—અંબાઈદાસ બાબરભાઈ રામોલકર.
સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ-નડીઆદ.

---

અમદાવાદ
ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા; ચાર રસ્તા.

પ્રત ૧૨૦૦ સને ૧૯૨૪

કીંમતઃ—સાદુ આવૃત્તિ ૦-૧૦-૦ રફ કાગળો.
ઉંચી આવૃત્તિ ૦-૧૨-૦ ગ્લેઝ કાગળો.

## પ્રાસ્તાવિક.

કન્યાવિક્રયની સામે પોકાર ઉઠાવતું સાહિત્ય ઘણું નજરે પડે છે, પરંતુ વરવિક્રયનો વિરોધ કરતું સાહિત્ય બહુજ સ્વલ્પ છે. એ રૂઢિની ભયંકરતા દર્શાવવા સ્નેહલતા બળી મૂઇ, અને કેટલીયે કુમારિકાઓની આહુતિઓ ત્યાર પછી અપાઇ; પણ અધોગતિમાં ડુબતા સમાજ ન ચેત્યો, ગૌરી નવિન પંથે અંગૂલિ નિર્દેશ કરે છે. તેથી આ નમ્ર પ્રયાસ વાંચકોની સેવામાં રજૂ કર્યો છે.

વેણીલાલ પટેલ.

ઓન. તંત્રી—સાહિત્યકુંજ ગ્રંથમાળા.

# પ્રકાશકનું નિવેદન.

બેગમ કે બલા ? માં જણાવ્યા મુજબ શ્રી જ્યોતિએ લખેલ આ નવલકથા અમે અમારા ગ્રાહકોની સેવામાં રજુ કરીએ છીએ.

મહંમદ પેગંબર અને પ્રફુલ્લ નાટક પ્રેસમાં અપાઇ ચૂક્યા છે. તે પણ ઉતાવળે તૈયાર કરવા ધાર્યા છે.

અમારા ગ્રાહકોની માયાળુ નજરથી તેમણે ગ્રાહકો વધારવા જે સફળ પ્રયાસ કરેલો તેને લઇ ગ્રાહક સંખ્યા ઝપાટાબંધ વધી અને તેનું પરિણામ એ આવ્યુ કે ધીરજનાં કાવ્યોની નકલ શીલ્લક રહી નહિ. બેગમ કે બલાની પ્રત એક કમનશીબ ભુલથી ઉભા થએલા ગોટાળાને લીધે કેટલાક ગ્રાહકોમાં નથી મોકલાવી શકાઇ તે માટે અમે બીજી વ્યવસ્થા કરવા ધારીછે તે જો નહિ બનશે. તો આવતા વરસના લવાજમમાં અમે એનું વળતર કાપી આપીશું,

આ પુસ્તક અમારા ગ્રાહકોના હાથમાં રજુ થાય તે અરસામાં અમે એક નવીન યોજના અમારા ગ્રાહકોની ઉત્સાહી મદદ ઉપર આધાર રાખી ઘડી છે.

વિલાયતમાં બહાર પડતા સુપ્રસિદ્ધ અંગ્રેજી અઠવાડીક પીઅરસન્સ, ટીટબીટસ, એન્સર્સની ઢબ ઉપર "બાણાવળી" નામનું અઠવાડીક ચાલુ એપ્રિલ મહીનાથી શરૂ કરવું ધાર્યું છે. તેનું વાર્ષિક લવાજમ હિંદમાં રૂા. ચાર અને પરદેશમાં પાંચ રાખવાનું ઠરાવ્યું છે.

અમારા કદરદાન ગ્રાહકો અમારા નવિન પ્રયાસમાં અમને ફત્તેહ અપાવવા બનતું કરવા ચૂકશે નહિ. એમ અમે અમારા અનુભવ ઉપરથી માનીએ છીએ. **અંબાઇદાસ બાબરભાઇ રામોલકર.**

સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ—નડીઆદ.

---

તા૦ ક૦—આ ગ્રંથમાળાના થોડા ઘણા પણ ગ્રાહકો વધારી આપના વસ્દી લેશો કે ?

# અગત્યની સૂચનાઓ.

(૧) આ વર્ષમાં દરેક ગ્રાહકે થોડા ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરવી. ગ્રાહકોની થોડી મહેનતથી માળાના ઘણા ગ્રાહકો વધી શકશે. ગ્રાહકો વધારવા માટે જેમને હેન્ડબીલો ઈ. ની જરૂર હોય, તેમને અમારા ખર્ચે જોઇતા હેન્ડબીલો પુરા પાડવા અમે ખુશી થઇશું. આ સસ્તાં પુસ્તકનો પ્રચાર કરવામાં તમે જેટલી મદદ કરશો, તેટલી દેશસેવા બજાવી ગણાશે. ગ્રાહકો વધારનારા સજ્જનોના નામ હવે પછીના પુસ્તકમાં જાહેર કરવામાં આવશે.

(૨) આશ્રમ સાથે પત્રવ્યવહાર ચલાવનાર ગ્રાહકોએ હંમેશાં પોતાનો ગ્રાહક નંબર લખવો અને જવાબ માટે રીપ્લાઇ કાર્ડ અથવા ટિકીટ બીડવી તોજ જવાબ અપાશે. નહિતર રૂા. અઢી લવાજમમાંથી ૦-૮-૦ પોસ્ટેજના જાય છે. બાકીના રૂ. બેમાં પુસ્તકો ૧૨૦૦ પૃષ્ઠના મોકલતાંજ વાર્ષિક હજાર ૧૨૦૦ નું નુકશાન જાય છે.

(૩) કેટલાક ગ્રાહકોની ખાસ ઇચ્છાથી આ વર્ષે ઉંચા કાગળો ઉપર પણ પુસ્તકો છપાવા માંડયાં છે. તેનું લવાજમ રૂ. ૩-૮-૦ અને પરદેશ માટે રૂ. ૪-૦-૦ રાખ્યું છે. ચાલુ એડીશનના ગ્રાહકો વધારાના પૈસા મોકલી આપશે, તો ઉંચા કાગળો વાળા પુસ્તકો મળશે.

(૪) પ્રથમ વરસના સેટની નકલો હવે ખલાસ થઇ છે. માત્ર બેજ પુસ્તકોની ગણીગાંઠી નકલો બાકી રહી છે.

(૧) નૂરજહાં નાટક સતરમી સદીની શહેનશાહ બાનુંનો તાદ્રશ્ય ચિતાર રજુ કરતો રસિક નાટયગ્રંથ લખનાર દ્વિજેન્દ્રલાલ રૉય કીં. ૧-૦-૦. (૨) નવવલ્લરી અલંકાર શાસ્ત્રની ખોટ પુરી પાડતું પુસ્તક કીં. ૧-૦-૦ બન્ને સાથે મંગાવનારને રૂ. ૧-૦-૦ ઘેર બેઠાં પહોંચાડીશું.

સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ—નડીઆદ.

સ્થપાયું. } **સાહિત્ય કુંજ ગ્રંથમાળા** { ઈ. સ. ૧૯૨૦

**આશ્રમ—નડીઆદ.** { સં. ૧૯૭૭

---

**ઉદ્દેશ**—જુદી જુદી કોમ વચ્ચે એકતાનો પ્રચાર કરવા અને ટકાવી રાખવા બધી કોમને એક સરખી રીતે ઉપયોગી થઈ પડે તેવી જાતનું વાંચન સરતામાં સસ્તી કીંમતે બહાર પાડવું.

**પુસ્તકો**—રાષ્ટ્રીય, રાજકિય, સાંસારિક, ધાર્મિક ઐતિહાસિક, ડિટેક્ટીવ, સ્ત્રી ઉપયોગી ઇત્યાદિ વિષયોપર નવલકથા, નાટકો, કાવ્યો જીવન ચરિત્રો, વાર્તાઓના પુસ્તકો સાદી સરળ સુંદર અને સચોટ ભાષામાં જોરદાર શૈલીમાં લખાયેલા હોય છે.

**લોકમત**—દેશનાયકો, વિદ્વાનો, રાજા મહારાજાઓ, વર્તમાન પત્રો માસિકો, લેખકો, કવિઓ અને સંખ્યાબંધ વાચકોએ ગ્રંથમાળાની અને પુસ્તકોની મુક્ત કંઠે પ્રશંસા કરી છે.

**નિમંત્રણ**—આશ્રમના કાર્યને એકવાર જોવા ગ્રંથમાળાના ગ્રાહક થવા, પુસ્તકમાં જાહેર આપવા ખાસ ભલામણ છે. **આ સેવા ધર્મ બજાવતાં આશ્રમને સખ્ત નુકશાન ખમવું પડયું છે. તમે** ગ્રાહક થઈ અને કરી આપી તેમજ બીજી રીતે બનતી મદદ કરી કરાવી પુણ્ય સંચય કરશો ?

| | |
|---|---|
| ઓન. તંત્રી:- | મંત્રી:— |
| **વેણીલાલ રંગીલદાસ પટેલ.** | **અંબાઈદાસ બાબરભાઈ રામોલકર.** |
| સુરત—નં. ૧૭. | નડીઆદ. |

વડોદરા રાજ્યના માજી ચીફ મેડીકલ ઓફીસર
ડા૦ શમસુદ્દીન જે. સુલેમાની સાહેબની
શોધ પ્રમાણે બનાવવામાં આવતી દવા.

રજીસ્ટર્ડ.] [રજીસ્ટર્ડ.

# "મુંદમેલ."

દરેક પ્રકારની ઇજા ઉપર લગાડવાની રામબાણ દવા છે, જે માણસે તે એક વખત વાપરી છે તે જરૂર પડે હમેશ વાપરે છે. જખમ (ઘા) કચરાવું, સોજા, ગુમડાં, ફોલ્લીઓ વીગેરે પર અકસીર છે.

લોહી વહેતું હોય તો તે તરત બંધ થાય છે અને ઘા પાકયા વગર કે પરૂ થયા વગર જખમ ઘણું જલદી રૂઝાય છે નાસુરમાં એ દવાની પીચકારી મારી હોય તો તે બંધ થાય છે. સંધીવાયુ પાનુ આ દવાથી મટે છે.

દરેક કુટુંબમાં બચ્ચાંઓ વીગેરે કોઇ કોઇ વખત પડી જાય છે ત્યારે, બાંધકામ ચાલતું હોય ત્યાં ઓજાર વાગવાથી કે પાલક ઉપરથી કારીગરો જખમી થાય છે ત્યારે તેમજ કારખાનાઓ, મીલો અને પ્રેસો વીગેરેનાં માણસોના કોઈ અવયવો મશીનમાં આવી કચડાય જાય છે ત્યારે તેમ ગાડી ઘોડા અને મોટરો કે રેલવે વીગેરેના અકસ્માતોથી ઇજા પહોંચે ત્યારે આ દવા એક આશીર્વાદ રૂપ થઈ પડે છે. માટે દરેક ઠેકાણે હંમેશાં આ દવાની શીશી હાજર હોવી જોઇએ.

ઘાયલ જનાવરો ઘોડાની પીડ, બળદની ખાંધ અને કુતરાઓના ઘા ઉપર અકસીર છે.

વાપરવાની રીત બાટલી સાથે હોય છે. બે આઉંસની શીશી એકના રૂ. ૦॥।≈ દરેક ઠેકાણે વેચાય છે. વી. પી. થી રૂા. ૧।≈

**મુંદમેલ કાર્યાલય.**

**૩૧૬, અબદુલ રહેમાન સ્ટ્રીટ—મુંબઈ ૩.**

---



# ગૌરી.

## પ્રકરણ ૧ લું.

### રામબાબુનું કુટુંબ જાળ.

રામ ચૌધરી ગર્ભશ્રીમંત હોવા છતાં હાલમાં એની પડતી દશા હતી ! પિતાએ બે હજાર રૂપીઆ રોકડા અને દોઢસો મણ અનાજના ઉત્પનની જમીનદારી, ભાગીદારો સાથે લઢી વઢીને મેળવી હતી અને ગામમાં તેણે સારા ગૃહસ્થાઇના દિવસો ગુજાર્યા હતા. ચૌધરી કુળના આ નાનકડા પણ શ્રીમંત ઘરાણામાં ડોલ-ઉત્સવ, દુર્ગોત્સવ, વ્રત, નિયમ ઇત્યાદિ કોઈ એક મોટા ઘરાણા સાથે સ્પર્ધામાં ઉતરે એમ ચાલુ રહ્યાં હતાં ! રામબાબુના પિતાએ પોતાના પિતાના ખરચ સમયે પરગણાના સર્વ લોકોનો જમણવાર કર્યો હતો; તેવીજ રીતે રામબાબુએ પણ પોતાના પિતાશ્રીના ખરચ પ્રસંગે સમસ્ત ગામના લોકોને નોતર્યાં હતા; પણ તેમાં ખર્ચ વધુ થવા છતાં પિતાના જેટલો તેને યશ મળ્યો નહિ ! અસલના સાદા જમણવારથી લોકો તૃપ્ત થયા હતા અને આ વખતે વિવિધ જાતનાં પક્વાન્ન અને મેવા મીઠાઇઓ પીરસવા છતાં તેમને રૂચતું ન આવ્યું

પિતાના ખર્ચ પછી રામબાણુ કન્યાનું લગ્ન કરવાના ખર્ચમાં આવી પડયો. મોટા ઘરની કન્યા મોટે ઘેર તો પરણાવવીજ જોઇએ ! વળી વર્તમાન સમયમાં પાત્ર પણ વિશ્વવિદ્યાલયની પદ્દિ-ઉપાધી વાળું હોવું જોઇએ ! બિચારા રામબાણુએ પિતાના ખરચ વખતે ચાર હજાર રૂપીઆ ખર્ચ કર્યો હતો. તેમાં બે હજાર રૂપીઆનું તો દેવું કરવું પડયું. કન્યાના લગ્નમાં સાત હજાર રૂપીઆનો ખર્ચ કર્યા વિના તો ચાલેજ નહિ ! એટલે હજી પણ પાંચ હજારનું દેવું કરવાનું ઉભુંજ રહ્યું ! છતાં રામબાણુને કાંઇ એકજ કન્યા નહોતી ! આશીર્વાદ દેવાના દિવસે દ્વાદશ-વર્ષીયા શ્યામાને જ્યારે સોળે શણગાર સજાવી સભામંડપમાં બેસાડી ત્યારે આઠ વર્ષની બીજી કન્યા ગૌરી પિતાનો હાથ પકડી બોલી "બાપુ, મને પણ બ્હેનની પેઠે આટલું પલ્લું અને રેશમીસાડી આપવાં પડશે !" હસતાં હસતાં રામબાણુએ કહ્યુ "આપવાંજ પડશે કે ? જ્યારે લગ્ન થશે ત્યારે—?"

આ વાતને દશ વર્ષ વીતી ગયાં. રામબાણુની અવસ્થાનું સોપાન નીચેજ ઉતરવા માંડયું-પુનઃ ઉપર આવ્યુંજ નહિ ! સમય ધીમે ધીમે બહુ બારિક આવ્યો; બજાર ભાવ ચડી ગયા; દેશના કાયદા કાનૂન ફેશન, રીતિરિવાજ ઇત્યાદિ વ્યવહારમાં અનેક સુધારા વધારા થયા કિન્તુ પ્રાચીન ગર્ભશ્રીમંત ઘરાણામાં કાંઇ વધારો થયો નહિ-ઉલ્ટું સમય જતાં એ ગૃહસ્થઘર, સમાજની આંખમાં હલકું પડવા લાગ્યું.

ચૌધરી કુટુંબમાં અન્નપાણી ખૂટયાં, પૂજાપાત્રી શિથિલ થયાં, ભોજનનાં નિમન્ત્રણ ઉઠી ગયાં તથાપિ સંસાર સુખશાંતિથી નભતો નહિ. દહાડે ઉભેને કરજે લીધેલા રૂપીઆનું વ્યાજ વધવા માંડયું. રામબાણુ યથાશક્તિ કૃપણતા કરવા છતાં ઋણ ફેડી શકયો નહિ.

એક શાહુકાર પાસેથી લઇ બીજાનું દેવું અપાતું કિન્તુ તેથી ઋણ વધતું, કાંઇ ઓછું થતું નહિ! ઉપરાંત ગૌરીના વિવાહનો ખર્ચ ક્યાંથી લાવવો? બધું કરી શકાય–રસોડાની અંદર કાચા ચણા અને મગની દાળથી ભૂખ મટાડી જીવન રક્ષા કરી શકાય, પુરાતન મકાનની મરામત કર્યા વિના વરસાદ તાપ તડકામાં જીવન દુઃખી કરી નિવાસ કરી શકાય, દૂધ પીતાં બાળકને દૂધના અભાવે જવનું પાણી પીવરાવી અર્ધમૃત અવસ્થામાં તેમનું પોષણ કરી શકાય કિન્તુ કન્યાને કોઇક ઉતરતા સ્થળે આપી કુળની આબરૂ નીચી કરી શકાય નહિ!

ગૌરી બાર વર્ષની થઇ ત્યારથી પ્રયત્ન કરતાં હાલ તે અઢાર વર્ષની થવા છતાં તેનું પાત્ર રામબાણુને કાંઇ મળી શક્યું નહિ. વરનો બજારભાવ તેજ હતો. કિન્તુ આ કુલીન ઘરાણાની અવસ્થા તો પુષ્કળ પડતીમાં હતી. પાંચસાતહજારથી કમીમાં તો વર મળી શકેજ નહિ! તે ઉપરાંત લગ્નનો ખર્ચ–તેલ, ઘી, લોટ, ખાંડ, ઇત્યાદિ સરસામાનના પૈસા થાય! વર તો મળે પણ રામબાણુને પૈસા ક્યાંથી લાવવા! કરજ કરતાં પણ સહજમાં નાણાં મળે એમ નહતું. જાગીર તો ઘરાણેજ હતી! હવે મકાન ગીરો મૂક્યા વિના કોઇ પૈસા આપવા કબુલ કરે એમ નહતું!

રામબાણુ પ્રવીણ બુદ્ધિશાળી મનુષ્ય હતો! તે પોતાની જાગીરમાંથીજ ભરણપોષણ ચલાવતો હતો એ તેની જાણબહાર ન હતું! આ ઋણ તેનાથી સહજમાં ફેડી શકાય એમ નહતું તે પણ તે સમજતો હતો! વળી આ ઉમર એવી ન હતી કે જે વખતે અન્યત્ર નોકરી કરી ઉપાર્જીત દ્રવ્ય વડે ઋણ ફેડે કિંવા કન્યાનું લગ્ન કરે! જે વયમાં શક્તિ સામર્થ્ય હતાં તે વખતે ઉપાર્જનનો પ્રયત્ન ન

કરવા માટે તેને ઘણો પશ્ચાતાપ થતો હતો. કિન્તુ શું કરે? ગૌરીને કોઇ અપાત્રે અર્પણ કરાય? માન, પ્રતિષ્ઠા, ઇજ્જત આબરૂ ન હોય તો ખેર પણ ગૌરી જે પોતાની લક્ષ્મી તુલ્ય કન્યા તેને અપાત્રે સમર્પણ કરતાં પ્રાણને જે વ્યથા થાય તેના આગળ સર્વ તુચ્છ! ગૌરી રૂપગુણમાં સાક્ષાત્ ગૌરીજ હતી! વિવાહનાં વર્ષ વીતી ગયાં હતાં! અર્થહીન પિતા કન્યાના વિવાહ માટે સર્વદા વ્યાકુળ રહેતો. આ ચિંતામાં ગૌરીની ઉત્કૃષ્ટ સુંદર કાંતિમાં જે કાલિમાની રેખા પડી હતી તેને રામબાબુ પ્રત્યક્ષ જોતાં તેને ફેરી મર્મવેદના થતી તે અન્યની આગળ ખુલ્લી કરવા જેટલી ચંચળતા તેનામાં નહતી! ગૌરીના મુખતરફ જોતાં તેના ચક્ષુ જળથી ભરાઇ જતાં. અનેક સગાં સંબંધી સલાહ આપતાં કે ગૌરીને કોઇ નીચા ઘેર અથવા અયોગ્ય—જેવો મળી આવે તેવા વર સાથે પરણાવી ભારે કરીયાવરમાંથી શા માટે મુક્ત થતા નથી?

રામબાબુ સમજતો હતો કે આમાં આપણું કંઇ શ્રેય થાય તેમ છે! કિન્તુ પ્રાણુરક્ષણ આગળ બુદ્ધિ બહેર મારી જાય, સ્નેહ આગળ વિદ્વતા વ્યર્થ જાય! રામબાબુ તેના સર્વસ્નેહનો આધાર, સર્વ સુલક્ષણા સર્વ—ગુણાન્વિત કન્યારત્ન અયોગ્ય વરને અર્પણ કરવા જેટલું હૃદય દૃઢ કરી શકે તેમ નહતું! તેથી શત્રુ લોકોનાં દ્વિઅર્થી મહેણાં ટુંણાં, સ્વજનોનો તિરસ્કાર, સમાજની અવગણના ઇત્યાદિ સહન કરીને પણ તેણે અત્યારે અઢાર વર્ષ સુધી કન્યાને કુંવારી રાખી હતી!

કિન્તુ હવે એથી વધુ સમય તેને પરણાવ્યા વિના રાખી શકાય તેમ નહતું. લોકો મોહે ચડીને કહેતા! શરમથી બીહાતી

ગૌરી હવે લોકોના દેખતાં બહાર નીકળતી નહિ ! રામબાબુએ સાંભળ્યું કે ગૌરી હમણાંની પેટ ભરીને અન્ન ખાતી નહોતી ! રાત્રે તેને નિદ્રાપણ આવતી નહતી ! આ ૭ માસ થયાં ગૌરી કદીયે હસીને વાત કરતી નહોતી; કોઇ કાંઇ પૂછતું તો ગૌરી તેનો ઉત્તર આપવાને બદલે પોતાની ધુનમાં ને ધુનમાં બોલતી પણ નહિ. તે જાણે મનમાં ને મનમાંજ મરી રહી હતી ! રામબાબુએ જોયું કે ગૌરીનું શરીર કૃશ અને વર્ણ મલિન થયાં હતાં. તેનું હંમેશનું પ્રફુલ્લિત મુખમંડળ શોકમગ્ન રહેતું હતું. રામબાબુથી આમ વધુ વખત સહન થઇ શક્યું નહિ ! સર્વ વસ્તુ વેચી સાટીને પણ કન્યાનું સુપાત્રને દાન આપવાનો તેણે સંકલ્પ કર્યો. અને શોધી કાઢેલાં પાત્રોમાં જે સર્વ કરતાં શ્રેષ્ઠ અને સુપાત્ર હતાં તેવે સ્થળે માણસો મોકલી દીધા !

---

## પ્રકરણ ૨ જું.

---

### લગ્ન શા માટે ?

ગૌરીએ સર્વ સાંભળ્યું હતુ ! સર્વ સમજતી હતી ! છેલ્લાં ચાર વર્ષથી પિતા જે તેના વિવાહ માટે વ્યાકુળ ચિત્તે પ્રયત્ન કરતા હતા, કેટલાયે લોકોનાં ઘર શોધતા હતા, કેટલાયે અવિવેકીઓની પણ ખુશામદ કરતા હતા, કેટલાં હૃદયહીન જનોની કૃપા મેળવવા ભીક્ષાવૃત્તિ કરી રહ્યા હતા, મર્મ પીડા પામતાં કેટલાં સ્થળોથી ફરી આવી દીર્ઘ નિશ્વાસ મૂકતા હતા, તે સર્વ ગૌરી જોતી હતી; સઘળું જાણતી

હતી ! ગૌરી મર્મમાંજ સમજતી હતી તેથી તેના પિતાના જીવને શાંતિ નહોતી ! આહારમાં રૂચિ નહતી અને શૈયામાં નિદ્રા નહોતી. તેના અત્યંત પ્રતિષ્ઠિત પિતા અઢાર વર્ષની કન્યાને કુમારી ઘરમાં રાખીને બહુ દુ:ખી થતા હતા. ગૌરી ઘણીયે વાર વિચાર કરતી હતી કે આનો કાંઇ પણ બીજો રસ્તો ન નીકળે ? છોકરી જાતનું લગ્ન ન થાય તો શું અડચણ ? પિતાનું સર્વસ્વ લઇ, સાસરે જઇ બાળક બાળકીઓની માતા થવાને બદલે આખું જીવન પિતાને ઘેર રહી મન, વચન અને કાયા વડે પિતા માતાની સેવા કરવાથી શું નારીજીવનની સાર્થકતા ન થાય ? પિતૃકુળ ભીખ માગતું કરી, બે હજાર પાંચ હજારની પરણ આપી પારકાના શરણમાં જીવન વીતાડવા કરતાં નારી જીવનમાં શું બીજું કર્તવ્ય, બીજું સુખ નથી ? હું તો કાંઇ સમજી શકતી નથી ! પિતા, માતા, અને ભાઇભાંડુઓના દીર્ઘ નિશ્વાસે તપેલાં આભરણોથી સજ્જ થઇને સ્વામીનું સૌભાગ્ય સ્ત્રી શી રીતે જાળવી શકે ! પિતાના હૃદયમાં ચીરાડો પાડીને કન્યા કેવી રીતે સ્વામીને ઘેર ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે થઇ રસોયાના હાથની રસોઇ જમી, નોકર ચાકરની સેવા સ્વીકારતાં ગૌરવથી ફુલાઇ જાય ? એ શું સ્ત્રી જાતીનું ગૌરવ કહેવાય ! પિતાના પૈસાના બદલામાં કુલીન સ્વામીની ગૃહિણી થવું એ શું નારીજીવનની મહત્તા કહેવાય કે અપમાન ? બળ્યું એ નારીજીવન ! સંસાર શું કેવળ પુરૂષોને માટે હશે ? નારીનું કાંઇ પ્રયોજન જ નહિ ? હું બરાબર સમજું છું કે કુંવારો યુવક પોતાની માતા અને ભગિનીના સ્નેહને સમજી શકતો નથી નહિતો રૂપીઆનું વજન કરીને ગૃહિણી પસંદ કરવાનું તે કેમ કબુલ કરે ?

પ્રખર બુદ્ધિશાળી તેજસ્વિની ગૌરી ઘણા દિવસથી આમ વિચાર કર્યા કરતી હતી. વિચારમાં ને વિચારમાં શરીર શોષાતુ હતું ! એવો વિચાર નક્કી કરી મૂકયો હતો કે મારા લગ્નનું કાંઇ પ્રયોજન નથી એમ હું માતપિતાને જણાવીશ, કિંતુ લજ્જાથી આટલા દિવસ કહીશું કહીશું કરતાં કહેવાતું નહતું ! અઢાર વર્ષની આર્યકન્યા ફાવે તેટલી તેજસ્વિની હોય ફાવે તેટલી ચતુર હોય કિન્તુ લજ્જાની ગાંઠ તુટવી સહજમાં બની શકતી નહતી ! त्रपांगनायाः भूषणाम् અર્થાત્ લજ્જા તો આર્ય રમણીનું ભૂષણ છે !

આજે પિતા તેના માટે સર્વસ્વ વિસર્જન કરી દેવા તૈયાર થયેલા સાંભળી ગૌરી મનને દઢ કરી સજ્જ થઇ ! આજે તે લાગલીજ માતા પાસે જઇ બોલી " સાંભળ, બા, મારે લગ્ન કરવુંજ નથી–બસ—કાંઇજ–નહિ !

---

## પ્રકરણ ૩ જું.

---

### શિશુ હાળવાળો.

ચૈત્ર માસનો પ્રખર તાપ પડતો હતો ! રૌદ્ર વડ વૃક્ષના પાન ખટખડ કરતાં હતાં ! હમણા મધ્યાન્હ થઇ ગયા હોઇ માત્ર એકજ વાગી ગયો હતો ! આહાર પછી દરિદ્ર ગૃહિણીઓ વાસણ લઇ તળાવ પર જતી હતી. ચૈત્રના તાપથી બ્હીધે તેમને ચાલે તેમ નહતું. સ્વામી સોહાગિની–પ્રમાદી વહુવારૂ, સાસુ નણંદનાં શ્લેષ વાકયો નહિ ગણકારતાં કાંઇ કાગળ પત્ર લખતી કે નવલકથા વાંચતી સ્વસ્થ

પડી હતી! સાસુ નણંદ બકબક કરતાં, કિન્તુ અહીં સાસરે પણ પિયરથી આણેલાં વસ્ત્રાભૂષણ પહેરેલી, તેમજ પિતાના ઘરનાજ પુસ્તકો વાંચતી ઉચ્છૃંખલ વધુ, પિતાના કુળ કરતાં સાસરીયાં ઉતરતા કુળનાં હોય ત્યારે તો સાસુ નણંદની ટકટકને શાનીજ ગણકારે! પતિની પણ તે માનીતિ એટલે પછી શું બાકી? એથી ઉલટું દરિદ્ર ઘેરથી એક માત્ર સાડી ચોળી લઇ સાસરે આવેલી, બિચારી નિર્દોષ મુગ્ધ બાલીકા ઇચ્છાએ કે અનિચ્છાએ પણ લોટા લોટીઓ વગેરે અનેક વાસણનો ગાંસડો માથે ચડાવી ઝબ્બમારીને ઘાટપર આવી ગઇ હતી! વાસણ માંજી જળ લેઇ એકીવારે આવતાં કંઇક સમયનો બચાવ થતો! સ્થિતિમાં કેટલો અજબ ફેરફાર! આમ સૃષ્ટિનો કાર્યક્રમ આગળ ચાલ્યો જતો હતો!

ગૌરીને જમવાને હાંક મારતાં તે આજે કાંઇ આવી નહિ! આજે રસોડામાં તે માતાને કાંઇપણ મદદ કરવાને ગઇ નહોતી. શરીરે અસુખ છે એમ કહી સુઇ રહી! માતા ગૃહકાર્ય પરવારી અંદર જતાં ગૌરીએ સર્વ વાત કરી. ગૌરીને બે ન્હાના ભાઇ હતા. વિનોદ અને ક્ષીરોદ! ગૌરીએ તેમને બોલાવી પોતાની પાસે બેસાડયા. ક્ષીરોદ સર્વથી ન્હાનો હોઇ ૭ વર્ષનો બાલક હતો, બહેનના વિખરાયલા વાળ ઉપર હાથ ફેરવતાં તેણે કહ્યું "બહેનનું લગ્ન થશે એટલે હું એની સાથે બનેવીને ઘેર જાઇશ." ગૌરી એ ઉભય બાલકની સરલ સુંદર મુખચર્યા તરફ જોઇ રહી! મનમાં વિચાર કર્યો કે આ બન્ને બાલકને થોડા વખતમાં સર્વ સંપત્તિ અને ઘરબાર હરી લઇ તદન દરિદ્રી અવસ્થામાં પિતાને મૂકી દેવાં પડશે! પિતા પૂર્વજોના માન પ્રતિષ્ઠાની વાત ઇતિહાસની પેઠે યાદ કરી, આ વખતે દીર્ઘ નિશ્વાસ નાંખશે! વળી માનસિક ચિંતાથી બળી જઇને તંગીથી

ગરીબાનાં માતાપિતા અકાળે આ દુનીઆની મોહમય લીલા સમેટી લેશે! માતૃપિતૃહીન બંધુઓ અસહાય માટે પરાધીન થશે! એટલુંજ નહિ પણ નંદરા ભેગ દાસત્વ સ્વીકારશે અથવા તે કરતાં પણ કંઈક બીજી પરાકાષ્ટા ભોગવશે! અહા! કેવો અવિચાર! પિતા એમના પર કેવો અત્યાચાર કરવા પ્રવૃત્ત થાય છે. હું સંતાન, એઓ સંતાન, એમનું સર્વસ્વ મારા માટે ખર્ચી આ અજ્ઞાન સરળ બાળકોને હમેશનું દુઃખ ઉત્પન્ન કરે છે! અને હું જાણી બુજીને ભાઈઓનું સર્વસ્વ હરણ કરી લઈ સુખી થવા માગું છું! એક દિવસ એમ પણ કેમ ન બને કે ભાઈઓ અત્યંત દીન નેત્રે મારી કે સ્વામીની આગળ સ્નેહ કે કૃપાની ભીક્ષા માગવા ન આવે? હું એ લોકો ઉપર તે વખતે શું સ્નેહ બતાવી શકીશ? બહેનનું તો મોટે ઘેર લગ્ન થયું છે. બહેનનો વર વકીલ છે! પિતા, એ કન્યાદાનથીજ દુઃખ ભોગવે છે. જાગીરમાંથી રોટલા ખાય છે. પિતાને કોઈપણ સહાય કરવા આવતું નથી! ના! ના! હું એમ નહિ બનવા દઉં! ગૌરી ન્હાનાભાઈને ખોળામાંજ બેસાડી રહી હતી! ભાઈનું મુખ જોઈ તેના સાહસમાં સો ગણો વધારો થયો! ગૌરીએ તે બાળકને અંત આગ્રહપૂર્વક કહ્યું "ભાઈ, હું લગ્ન કરવાની નથી. મારે કોઈ પરણવું નથી. તમને રસ્તાના ભીખારી બનાવી હું કદાપી લગ્ન કરીશ નહિ!"

વિનોદ અને પ્રમોદ બહુ નહાના હતા. બહેનની વાત સાંભળી તે બંને હસી પડયા! કિન્તુ વિનોદે જોયું કે બહેનની આંખમાં પાણી આવ્યું હતું–તે જળધારાથી વક્ષઃસ્થળ ભીંજાઈ જતું હતું. તેણે કહ્યું "એમ કેમ, રડે છે કેમ બહેન! બહેન! તને શું દુઃખ થાય છે?"

"મને શું દુઃખ થાય છે?" ગૌરી મનમાંજ બોલી "હું એ લોકોનું સર્વસ્વ હરી લેઇ રસ્તામાં તેમને પડતા મુકી ધનવાનની ગૃહિણી થવા માંગું છું!"–આશુતિ દેતાંથી ગૌરીને કંઠ રૂંધાઇ ગયો! તેના હૃદયકંદરમાંથી ભ્રાતૃસ્નેહની મંદાકિની વહન કરવા લાગી!

ત્યાં તો માતા આવી પહોંચી. ગૌરીની આ સ્થિતિ જોતાં ભયથી આકુળવ્યાકુળ થઇ તે બોલી "આ શું? શું થાય છે, બેટા ગૌરી?"

વિનોદે જણાવ્યું "બ્હેનને શું થયું છે? બા! એ બહુ રૂવે છે અને બોલે છે!"

માતા પુત્રી તરફ સાવધાનપણે જોઇ રહી. ગૌરી અતિકષ્ટે હૃદયના આવેગને સમાવી દેઇ બોલી "મારા લગ્નના પ્રયત્નમાં તમે અટકી જજો.!"

માતાઃ–તે શું? તું શું બોલે છે? ગૌરી!"

ગૌરીઃ–બધી છોડીઓનાં લગ્ન ન થાય તો તેમાં શું આશ્ચર્ય? બા!

માતાઃ–એ કેમ ચાલે? છોડીનું લગ્ન ન કરે તો કુળને કલંક લાગે! બહેન!

ગૌરીઃ–અઢાર વર્ષની કન્યા થતાં સુધી અવિવાહિતા રાખતાં જો કુળને કલંક ન લાગે તો તે કન્યાને ચિરકાલ પર્યંત કુમારી રાખતાં પણ કલંક નજ લાગવું જોઇએ!"

માતાઃ–"પાત્ર ન મળે તેને લીધે આટલો વિલંબ! તેમાં એ બોલ કેવી કેવી વાતો કરે છે!"

ગૌરીઃ—"બા, હું તારૂં સંતાન અને ક્ષીરોદ વિનોદ શું સંતાન નહિ કે ?"

માતાઃ—આ તું શું બોલે છે ?

ગૌરીઃ—મારૂં તું લગ્ન કરે છે તે શામાંથી ? ક્ષીરોદ વિનોદનું સર્વસ્વ આપી દઇને, નહિ ? બે વર્ષ પછી આ બંને બાળકને કોટે વળગાડી તમારે રસ્તામાં ઉભાં નહિ રહેવું પડે કે ?

માતાઃ—તે કયમ કરીએ ? તેને માટે કાંઇ ઉપાય કરીશું ? પછી તો ભગવાનની મરજી ! એ કહે છે કે નોકરી રોજગાર કાવે તે કરી પૈસા મેળવીશું ?"

ગૌરીઃ—ના, બા, એ સર્વ આશા કાંઇ રાખશો નહિ ! રૂપીઆનું કરજ કરી મારૂં લગ્ન કરવા જા । તો લગ્ન પૂર્વે હું ઝેર ખાઇશ. તે નિશ્ચય માનજે ! નહિ તો મારી સન્મુખ તારાં આ બે બાળકને વિષ ખવડાવી મારી નાંખ કે હું તમારી સર્વસંપત્તિની એકલીજ અધિકારી થતાં સ્વામીને ઘેર સુખભોગ ભોગવીશ ! મા, મારી વાતપર ભરોસો રાખ ! તારી ગૌરી આજ કેટલી બેશરમી થાય છે. તે જોઇ મારી વાતનો વિચાર કરજે ! ગૌરી અંતરના આવેગથી બહુ ઉંચા અવાજે વાત કરતી હતી. બીજા ખંડમાંથી રામગાણુએ તે સાંભળ્યું અને સાંભળતાં વારનેજ તે ત્યાં આવ્યો અને ગૌરીનું બહીલું મો જોઇને વિસ્મિત થયો ! લાલ સુંદર લોચનદ્વય સ્થિર અને શુષ્ક હતાં ! મુખ અને ગાલપર અશ્રુધારાના ડાઘ લાગ્યા હતા. મુખમંડળ આરક્ત, ઓષ્ટદ્વય સખત જોડાઇ ગયેલા અને દંતામ કચડાઇ ગયા હતા ! રેખાંકિત સ્વેદથી લલાટ ભીંજાયેલું હતું. ભવાં કુષિત હતાં. કન્યાના મુખ તરફ જોતાં પિતાને અતુલ દુઃખ ઉપજ્યું !

માતા બોલી, "જુઓ, બહેનની વાત! આટલાજ માટે શાસ્ત્રનું વિધાન કે નવ વર્ષની અંદરજ કન્યાનું લગ્ન કરી દેવું જોઇએ!"

રામશાસ્ત્રી કંઇ કહેવા જતો હતો એવામાં બહારથી કોઇએ બુમ પાડી "દાળ લેવી છે કોઇને દાળ?"

બહાર જઇ જોતાં સર્વને જણાયું કે પંડિતનો છોકરો શિવુ દાળનો કોથળો માથે લઇ આંગણામાં ઉભો હતો! સર્વ અતિ વિસ્મિત થયાં. આ પ્રકાર જોતાં ગૃહસ્થ કુટુંબનાં બાળકો શિવુને માથે કોથળો ચડેલો જોઇ ક્ષણવાર પોતાની વાત વીસરી ગયાં. રામશાસ્ત્રી આશ્ચર્ય ચકિત થતાં વ્યગ્રસ્વરે બોલ્યો "આ શું શિવુ? તું શું દાળનો વેપારી થયો છે?"

શિવુ માથાનો બોજો ઓટલાપર ઉતારી બોલ્યો. "હા જી! મા તથા ભાઇને ખવડાવવાનું કોઇ સાધન નથી!"

ગૃહિણીએ જણાવ્યું "શિવુ?—શિવનાથ—આ પાડોશના પંડિત માસ્તરનો છોકરો?"

"હા! તેજ!" આ શું લીધું છે શિવુ? સારા માણસના છોકરાને આ ધંધો કેમ પાલવે?" એમ કહી રામશાસ્ત્રીએ શિવનાથને બેસવાને આસન આપ્યું."

શિવનાથે બેસી જઇને કહ્યું "આજે ચાર માસ થયાં પિતાનો સ્વર્ગવાસ થયો છે. દશ રૂપીઆની માસ્તરગીરીમાં તે કંઇ બચાવી શક્યા નથી! હું પણ આ વખતે પરીક્ષામાં નાપાસ થયો. મારા નાના ભાઇ તથા માતાને બેએક દિવસ ઉપવાસ પણ થયા! એટલી

આજે એક માસથી આ ધંધો લીધો છે! રોજ આઠ દસ આના પેદા કરૂં છું!"

ગૃહિણીનું મોં દયાર્દ્ર થયું. કલેજું કંપી ઉઠયું. તેણે કહ્યું "અહા! પંડિત માસ્તર કેવા પ્રતિષ્ઠિત માણસ હતા! પણ તમને આવી દશામાં મુકી ગયા છે! તું કાંઇ નોકરી ધંધો કરવાનો પ્રયત્ન કેમ કરતો નથી? આ સર્વ કરવું કાંઇ સારા માણસના છોકરાને છાજે? આ આવડો બોજો ઉપાડતાં મોંએ તો ફીણ પડે છે; સર્વાંગે પરસેવો પરસેવો છૂટયો છે!"

"ત્યારે બીજું શું કરીએ? પરીક્ષામાં પાસ થવાયું નહિ એટલે નોકરી પણ કોણ આપે? અને નોકરી શોધવાનો વખત પણ ક્યાંથી લાવવો?"

"ત્યારે કાંઇ આબરૂદાર માણસના છોકરાથી આમ માથે કોથળો લઇ ફેરી કરવાએ જવાય?"

"આ ભાઇ ભૂખે મરી જાય એ બાબત આગળ બીજી ભાવનાને અવકાશ ક્યાંથી મળે?"

શિવુને બહુ તાપ લાગતો જણાતો હતો. રૂમાલ વડે તે પવન ખાવા લાગ્યો. તે જોઇ ગૌરી એક પંખો લઇ આવી અને અત્યંત કોમળ સ્નિગ્ધ મૃદુ કંઠે કહ્યું "પંડિત માસ્તર પાસે આખું ગામ વાંચતાં લખતાં શિખ્યું છે; અને તેમનો છોકરો આમ માથે કોથળો લઇ ફેરી કરીને પેટ ભરે છે તેના તરફ કોઇ ભાળે છેયે ખરૂં? શિવુ! ભાઇ! માથે આવડો મોટો કોથળો ઉપાડી જાહેર રસ્તામાં ચાલતાં તને શરમ પણ નથી આવતી? શિવુ પંખાથી પવન ખાતો ખાતો

બોલ્યો, "લજ્જા, શરમ, અભિમાન એ સર્વને હું કર્તવ્ય કરતાં અધિક માનતો નથી. મા ભાઇ ઉપવાસી મરી જાય અને હું માન અપમાનને ઓથે રહી લોક લાજથી મોં ઢાંકી બેસી રહું?"

રામબાબુઃ—શિવુ! શાબાસ છે તારી કુટુંબ ભક્તિને! તારી શતમુખે પ્રશંસા કરવા યોગ્ય તું છે! કઠોર સમય આવી પડતાં સર્વ આશ વ્યર્થ માન અપમાન મુકી દઈ આજીવિકા મેળવવા પ્રવૃત્ત થાય છે! તારી માફક બધા જો સરળ, નિરભિમાની, પરિશ્રમી, અને કર્તવ્ય પરાયણ થાય તો ભારત દેશને આટલું કષ્ટ ન વેઠવું પડે! ભગવાન તારૂં મંગળ કરશે! તારો પ્રયાસ સ્તુત્ય છે! તારી પાસે મુંડી નથી તો હું તને પચીસ રૂપીઆ આપું છું તે લઇ કંઇ વેપાર કરજે!

શિવુઃ—"જી! મુંડીની હવે મારે જરૂર નથી! મારી માતાની એક સાડી હતી તે વેચી દશ રૂપીઆ મળતાં મેં કારભાર શરૂ કર્યો છે! આ એક માસમાં અમારે ખાતાં પીતાં મુંડીમાં બે રૂપીઆ વધ્યા છે! હવે આપની પાસે આવ્યો છું. તો આપને ત્યાં જે દાળ, કઠોળ જોઇએ તે જો આપ મારી પાસે લેશો તો તેમાંથી મહીને એકાદ રૂપીઓ મળશે! મોટાં મોટાં ઘરોમાં મારો વેપાર છે! વળી ગૌરી બહેનના લગ્નમાં જે સીધુંસામાન જોઇએ તે જો હુકમ કરશો તો હું બજારમાંથી લાવી આપીશ."

રામબાબુએ અત્યંત સંતોષપૂર્વક કહ્યું "તથાસ્તુ! તારા કોથળામાં જે દાળ છે તે બધી આજ આપી જા, આટલો બોજો તાપમાં પાછો ક્યાં ઉપાડી જઇશ!"

# પ્રકરણ ૪ થું.

## સમાજ.

અહા! શિવનાથ કેટલો સુન્દર! કેવો ઉન્નત! કેટલો સુખી!–ગૌરી ત્યાંજ બેસીને વિચારવા લાગી. તેના મનમાં કોઇ પ્રબલ તોફાન જાગ્યું! તે જાણે કોઇ વિપરીત વાયુવેગથી ફસાઇ ગઇ! અહા! કેટલો સુન્દર શિવનાથ! શરીરે તનદુરસ્ત–હૃદય, પુષ્ટ માંસલ દેહ! પરિશ્રમથી પડતાં સ્વેદબિન્દુ તેના લલાટ અને ગાલ પર મુક્તાફળની માફક કેવાં ળળગેલાં હતાં! સંકોચ નહિ, ગ્લાનિ નહિ, ભીરૂતા નહિ–કેવી સૌમ્ય આનંદમયી મૂર્તિ! કેવો સ્વચ્છન્દ સ્વાધીન સ્વભાવ! માતા અને ભાઇની આ જીવિકા માટે ભદ્ર સંતાન શિવનાથ સંકોચ શરમ ત્યજી જઇને આટલી બધી ક્ષુદ્ર વૃત્તિ અવલંબન કરવા છતાં કેટલો આનંદથી પ્રફુલ્લ! એ શિવનાથ ઉતરતા કુળનો? ત્યારે કુલીન કોણ? શિવનાથ ગ્રામ્ય પાઠશાળાના પંડિત માસ્તરનો પુત્ર! ગામના લોકો તેમનું કેટલું સન્માન કરતા! સાધુ સજ્જન તરીકે તેમણે મરણ પર્યન્ત ખ્યાતિ મેળવી હતી! હું પણ તેમની પાસેજ લખતાં વાંચતાં શીખી છું. મારા પર તે કેવો સ્નેહ ભાવ રાખતા! ન્હાનપણમાં તે મને ડોશીમા કહી બોલાવતા! તે પૈસે ટકે ગરીબ હતા પણ માન પ્રતિષ્ઠામાં કદી ઉતરતા ન હતા! કુલીન પિતાનો કુલીન શિવનાથ–હલકા કુળનો બાળક ન હતો–નથી! ગોરીનાં માતાપિતા તે દિવસે આખો વખત ગૌરીના વિવાહ માટેજ વિચાર ચલાવી રહ્યાં હતાં! ગૌરી દૂર બેસી શિવનાથનુંજ ધ્યાન ધરી

રહી હતી ! વિચારમાં અને વિચારમાં ગૌરી મનમાંજ બોલી " આ-વડો મહાન્ આદર્શ સન્મુખ આવવા છતાં હું ચિત્તને સબલ કરી શકતી નથી ! માતા અને ભાઇભાંડુના મંગલ અર્થે શિવનાથ માથે મોટા કોથળા લઇ આટલું મોટું અપમાન આનંદે શિરપર વહોરી લે છે; અને હું મારાં માતા પિતા અને ભાઇભાંડુના કલ્યાણ અર્થે લજ્જા, સંકોચ વિસર્જન કરી શકતી નથી ? " વિચારમાંને વિચારમાં ગૌરી પોતાની પુષ્કરિણી* પાસેના માર્ગપર જઇ ઉભી ! શિવનાથ એજ રસ્તે ગયો હતો ! તેને પાછા ઘર તરફ વળવાનો એજ માર્ગ હતો ! પુનઃ તેને એકવાર મળવાની ગૌરીને ઇચ્છા થઇ !

અલ્પ ક્ષણ પછી શિવનાથ એજ રસ્તે પાછો ફર્યો ! આ વખતે પણ તેના માથાપર બોજો હતો. સૂર્ય કુણું કુણું થઇ રહયો હતો. ચૈત્રના અપરાન્હે પવન સરસ વેગથી મિષ્ટ સુગંધીસ્પર્શ આપી વાતો હતો ! નાનાં નાનાં ઘટાદાર આમ્રવૃક્ષોની શાખા પર કોકિલા ક્વચિત્ કુહુ કુહુ કરી વળી પાછી ઘીચોઘીચ ડાળીઓમાં જઇ ભરાઇ બેસતી હતી ! શિવનાથને સન્મુખ આવેલો જોઇ ગૌરી ઉભય ચક્ષુ નીચાં કરી બોલી. " આ વખતે શેની દાળ છે, દાળવાળા ? "

હસીને શિવનાથે ઉત્તર આપ્યો. " આ વખતે દાળ નથી ! કલાઇ છે, બજારમાંથી કલાઈ લાવી રાત્રે ઘસી કાઢું છું. ! "

શિવનાથ ચાલ્યો ગયો ! ગૌરી પુષ્કરિણીમાં ઉતરી. ગૌરીની માતા અપરાન્હિક સ્નાન માર્જનાદિ કરવાને ઘાટ પર આવી હતી ! ગૌરીને જોતાં તે બોલી " ચાલ બેટા, નાહી લે વહેલી ! પછી બે

---

* ન્હાનું તળાવ.

દોળીઆ જે ભાવે તે ખાઇ લે! એ બધી ચિંતા તારે શાદને જોઇએ?"

"નવ વરસ પૂર્વે પારકાંના હૃદયની વાતનો મને ક્યારે વિચાર આવતો હતો." એટલું નિશ્વાસ સાથે ધીમેથી બોલતાં ગૌરી મા પાસે જઇ ઉભી રહી. હજી પણ તે કાંઇ બોલવા જતી હતી કિન્તુ તેનાથી બોલી શકાતું નહોતું. મા તે સમજી જઇને બોલી "કહે બેટા, ગૌરી, તારા મનની ઇચ્છા મારી પાસે કહે, શરમાઇશ નહિ!"

ગૌરી—શિવુ દાળવાળાને લગ્ન કરતાં શું રૂપીઆ મળે કે?

માતા—એને કોણ રૂપીઆ આપે? તે જે ધંધો કરે છે તે જોતાં સારો માણસ તો એને કન્યા પણ ન આપે!

ગૌરી—કેમ, બા, શિવનાથ શું સારા માણસની કન્યાને માટે અયોગ્ય છે?

માતા—ફેરીવાળો છોકરો શું સારો માણસ કહેવાય?"

ગૌરી—મારા બનેવી સારા માણસ! બે હજાર રૂપીઆ રોકડા લઇ બ્હેન સાથે લગ્ન કર્યું; ત્યારપછી વકીલ થઇ ધંધો કરવા માંડતાં પિતા પાસે સરસામાન લાવવા માટે રૂપીઆ માગ્યા, અને પિતા તે આપી શક્યા નહિ તેથી રીસાઇને આપણે ઘેર તે આવતા સરખાયે નથી! તે સારા માણસ, અને શિવનાથ નહિ!"

માતા—એ બધા તર્ક વિતર્ક આપણા સમાજમાં ન નભે?

ગૌરી—સમાજની વાતજ મુકી દેને! શિવનાથને કુલીન ગણવા તારો અંતરાત્મા કબુલ કરે છે કે નહિ? શિવનાથને સજ્જન તરીકે સ્નેહ બતાવવાની તારી ઇચ્છા થાય છે કે નહિ? કહે, બા, સાચું કહે!"

માતા—તે થાય છે ! શિવનાથ બહુ સારો છોકરો, બહુ સુંદર ચહેરો, બહુ મીઠો સ્વભાવ—ઉત્તમ કુટુંબ ભક્તિ—

ગૌરી—શિવનાથ જો ન્યાતને જમણવાર આપે તો ન્યાતિ વાળા ખાય કે નહિ ?"

માતા—તે કેમ ન ખાય ? શિવનાથ આબરૂદારનો છોકરો છે !

ગૌરી—વારૂ, મારૂં શિવનાથ સાથે લગ્ન કરો તો ?" આટલું કહેતાં કહેતાં ગૌરી પરથાર પર પડી જતી હતી—પણ માતાએ તેને પકડી રાખી—ગૌરીને સોડામાં લઇ તેણે કહ્યું " રહમજી, ગૌરી, તારા મનનો ભાવ ! તું અમારા મંગલ અર્થે સર્વ રીતે કષ્ટ માથે વ્હોરી લેવા રાજી છે ! કિન્તુ અમારાથી તે કેમ બને ? એક ક્ષુદ્ર દાળની ફેરી કરનારા સાથે તને દેવાય ? અમે મા બાપ ! અમારે તો સંતાન પ્રત્યેનું એ એક કર્તવ્ય છે ! તારા બાપા કહે છે કે હમણાં કરજે નાણાં લાવી લગ્ન કરીશું; પછી નહિ હોય તો જાગીરમાંથી કાંઇક ભાગ વેચી નાખી દેવું પતાવીશું ! છોકરા બે અક્ષર ભણ્યા છે તે ચાકરી બાકરી કરી ખાશે !"

ગૌરી—છોકરાને ફકીર બનાવવા, પારકાના ગુલામ કરી મૂકવા, સર્વસ્વ વેચી સાટી નાણાં મેળવી કુટુંબનો નીચાત્મા જમાઇ ખરીદવો—અને સાધુ—સજ્જન સરખા સત્પાત્રને કન્યા સમર્પણ કરવાની વાત કહાય નહિ ? વિલક્ષણ ! મેં તો કહ્યું છે કે હું શિવનાથ વિના બીજા કોઇ સાથે લગ્ન કરનાર નથી ! રહમજી બા !

માતા—છટ્, ગૌરી ! આમ બેશરમી ન થઇશ ! જરા વિચાર રાખ્ય ! માતાને ક્રોધિત થયેલી જોતાં ગૌરીનું સાહસ એથીએ વધ્યું. ગૌરી સ્વચ્છન્દે મુખ ઉચું કરી બોલી. " આ દેશમાં તો સીતા,

સાવિત્રી જન્મ્યાં હતાં ! શૈબ્યા, સુભદ્રા પણ આજ દેશનાં ! આજ દેશનાં શાસ્ત્રોમાં કહેવાય છે કે નવ વર્ષની ઉમર સુધી કન્યા કુમારી રાખે તેની સાત પેઢી નર્કમાં જાય અને એજ દેશમાં દ્રૌપદી દમયન્તીના સ્વયંવરો પણ થયા ! માતા, દીકરીને અઢાર વર્ષ સુધી કુમારી રાખી તો આઠ વર્ષની બાલિકાની માફક તેનાપર વર્તન કેમ ચલાવી શકાય ?"

ગૌરી માતાના મુખ તરફ જોઇ મૃદુ કિન્તુ સ્પષ્ટ હસી ! એ હાસ્ય કોઇ સામાન્ય બાલિકાનું વ્યર્થ હાસ્ય નહોતું–કિંવા કોઇ રંગ-મયી રામાનો તરલ પરિહાસ પણ ન હતો ! કિન્તુ ચિત્તના કઠોર દૃઢભાવનું તે સ્પષ્ટ પ્રતિબિમ્બ હતું ! નિર્ભય નિઃસંકોચ નિઃસંદેહ તેજસ્વીતાની પ્રકટ છાયા–સર્વ કષ્ટ અને વિઘ્નવિનાશક પ્રતિભાની ઉજ્જવળ જ્યોતિ હતી ! કન્યાની મુખાકૃતિ જોઇ માતા મુગ્ધ બની! ગૌરીનું મુખ જે એક પ્રહર પૂર્વે દારૂણ દુઃખપીડીત અશ્રુથી ભીંજા-યલું અને રૂદનથી ભરાયેલું દેખ્યું હતું તે સહસા આમ ઉલ્હાસથી પ્રફુલ્લ, હાસ્યમય જોતાં માતા મુગ્ધ બને એમાં શું આશ્ચર્ય ? ગૌરી ઉત્સાહપૂર્વક બોલી "ચાલ, બા, મને ભૂખ લાગી છે–ખાવાનું આપ !

માતાએ વ્યગ્રચિત્તે કન્યાને ભોજન પીરસ્યું. ગૌરીએ પણ સ્વચ્છંદે આહાર કર્યો ! અલ્પ સમયપર બનેલી ઘટના સ્વપ્નથી જોઇ હતી તે તેના સમજવામાં આવી !

ગૌરીની માતાએ આ સર્વ વાત પતિની આગળ કરવાનું પ્રયો-જન ધાર્યું નહિ ! કોણ જાણે છે તે કન્યાના ઉદ્ધત આચરણથી પીડીત થઇ કે કદાચ તેને ઠપકો આપે તો ? કુલ–ગૌરવશાલિની ગૌરી એ વખતે કોણ જાણે કેમ સ્હામી ન થાય ?

# પ્રકરણ ૫ મું.

## "વિવાહ મીમાંસા"

બે દિવસ સ્વચ્છંદે નીકળી ગયા ! ગૌરીના વિવાહ માટે જે માણસ મોકલ્યો હતો તેણે આવીને બહુ અનુકુળ સમાચાર કહ્યા ! વરનો બાપ વયોવૃદ્ધ થયેલો હોઇ રોકડ રૂપીઆની આશા રાખતો ન હતો ! તેણે માત્ર કાંઇક અલંકાર અને વસ્ત્રાભુષણનીજ માગણી કરી હતી ! તેનો હિસાબ કરી જોતાં તેમાં ચાર હજાર રૂપીઆથી કાંઇ કમી થાય એમ લાગ્યું નહિ. ઘર સારૂ પ્રતિષ્ઠિત—વર પણ સારો—કૉલેજનો વિદ્યાર્થી હતો ! રામબાબુને એ સાંભળી પુષ્કળ આનંદ થયો ! ચૈત્ર ઉતરતાં વૈશાખનું પહેલુંજ શુભમુહૂર્ત્ત સાધવાનો તેણે નિશ્ચય કર્યો !

પ્રાતઃ સંધ્યાદિ કર્મ સમાપ્ત કરી ભવાનીપ્રસાદ વિદ્યારત્ન ઠાકુર મહાશયે ચૌધરીની હવેલીએ આવી બૂમ પાડી "કેમ છો, ગૌરી બહેન બાપુની શી ઇચ્છા છે ?"

ગૌરીએ ઠાકુર મહાશયના પદતલે ભુમિષ્ટ થઇ પ્રણામ કર્યાં અને ચર્ણરજ લઇ બોલી " પધારો ઠાકુરદાદા ! આજે મારે આપની સાથે કાંઇક વાતચિત કરવાની છે !"

ગૌરીએ પોતાના ઓરડામાંજ ઠાકુર મહારાજને બેસાડયા કેમકે તેઓ ચૌધરી કુળના પુરોહિત હોઇ બહુ શાસ્ત્રજ્ઞ, વિદ્વાન પંડિત, નિષ્ઠાવાન, જીતેન્દ્રિય અને સત્યપ્રિય હતા. દેશદેશાંતરમાં તેમના શાસ્ત્રજ્ઞાન અને ધર્મનિષ્ઠાની ખ્યાતિ થઇ હતી ! વયમાં પણ

તેઓ વધુ હોઇ વિશેષ અનુભવી હતા. લગભગ સિત્તેરની હદ તો વ-ટાવી ગયા હતા છતાં શરીર સ્વસ્થ, સબળ અને સુદૃઢ બાંધો, તીક્ષ્ણ દૃષ્ટિ વિગેરે સ્વરૂપ જોતાં તેઓ આનંદમય પ્રીતિભાજન મૂર્તિમાન હતા! ઠાકુરદાદાને આસનપર બેસાડી ગૌરિ ભીંતે અઢેલી તેમના ચરણ આગળ બેઠી, સસ્નેહભાવે વિદ્યારત્ન બોલ્યા "આ ધરડાપાનને કેમ કેદ કર્યો છે? તારૂં પાત્ર તો હાથમાં આવી ગયું છે "છોકરી!"

ગૌરી ઉપર્યુક્ત ઉદ્‌ગારના ઉત્તરમાં હસવાને શક્તિમાન ન થઇ! કિન્તુ પરિહાસ ફેરવી નાંખીને બોલી "અઢાર વર્ષ સુધી કન્યાને કુમારી ઘરમાં રાખી ઠાકુરદાદા પોતાને પંડિત માનતા હશે, પણ એ તે પંડિતાઇ કે ગાંડાઇ—મને તો કાંઇ સમજાતું નથી!"

આશ્ચર્યાંકિત નયને પંડિતજી બાલિકાના મુખ તરફ જોઇ રહ્યા! ગૌરીની આ શી મૂર્તિ? શાંત, ચંચળતારહિત, ધૈર્યપૂર્ણ સંયમિત બાલિકાની શી સૌમ્ય મુખાકૃતિ? પ્રખર બુદ્ધિશાલિની તરીકે વિદ્યારત્ન મહાશય ગૌરીની શતમુખે પ્રશંસા કરતા, સદા સરળ કોમળ સ્વભાવની એ યજમાનકન્યાપર તેમનો અપૂર્વ સ્નેહ હતો, અત્યંત પવિત્ર ભક્તિમયી, ધર્માચરણી બાળા સાથે તેઓ કેટલોયે વિનોદ કરતા! કિન્તુ આવી મૂર્તિ પૂર્વે તેમણે કદી જોઇ ન હતી! વૃદ્ધને કાંઇક વિચાર આવ્યો.

ગૌરી હાથ જોડી બોલી "દાદા મહાશય! હું આજે બહુ ધૃષ્ટતાથી આપની સાથે વાત કરવા માગું છું તો ક્ષમા કરશો!"

ગૌરીની વાત કરતાં તેના મનોભાવનું મુલ્ય અધિક હતું. વ્યવહારમાં વિદ્યારત્નનું સ્નેહપૂર્ણ હૃદય દ્રવ્યું. તે બોલ્યા "નિર્ભય-તાથી કહે બહેન, મારી આગળ તારે કાંઇ સંકોચ રાખવો નહિ!"

ગૌરી—કેટલાં વર્ષે કન્યાનો વિવાહ કરવાનું શાસ્ત્રમાં વિધાન છે ? ગુરૂદેવ !

ગુરૂ—નવમા વર્ષની અંદર !

ગૌરી:—સીતા, સાવિત્રી, દ્રૌપદી આદિ પ્રાતઃસ્મરણીય આર્ય સન્નારીઓ જેમના સ્વયંવર થએલા તે પણ શું નવ વર્ષ સુધીજ કુમારી રહેલી કે ?

ગુરૂ:—સમાજ અને તેના સુધારાની પ્રારંભી અવસ્થામાં કન્યાઓને અનિયમિત કાલ પર્યંત કુમારી રાખી શકાતી હતી; અને તેમના પતિની પસંદગી કરવાની સ્વાધીનતા પણ તેમનેજ આપવામાં આવી હતી ! કિન્તુ સમાજની વિકાસ પામતી અવસ્થામાં એ પ્રથા અનિષ્ટકર મનાવા લાગતાં તે બંધ થઇ છે !

ગૌરી:—હાલમાં પણ નવમા વર્ષે ગૌરીદાનની પ્રથા ઘણું ખરૂં દેખાતી નથી? ગુરૂ !

ગુરૂ:—હંઅ ! હાલમાં સમાજની અવસ્થા બદલાઇ ગઇ છે. શિષ્ટ સમાજમાં કન્યાનો વિવાહ અર્થ સાધ્ય થઈ પડયો છે ! પૈસા હોય તો છોકીને સારાં વર ઘર મળે ! આથી શાસ્ત્રે ઠરાવેલા સમયમાં કન્યાનાં લગન કરી દેવાને માતા પિતા અસમર્થ થાય છે ! સહમણી બહેન !

ગૌરિ:—એ સમસ્ત સામાજીક બંધનોને આપ અનુમોદન આપો છો કે ?

ગુરૂ:—નિરૂપાય ! સમાજનાં વિધિ-નિષેધમાં પણ પરિવર્તન થાય છે; પ્રાચીન વિધિ હાલમાં વધુ ટકી શકે તેમ નથી ! બહેન !

ગૌરી:—ત્યારે અઢાર કે વીસ વર્ષની કન્યા થતા સુધી તેને કુમારી રાખવામાં શાસ્ત્રવિધિનો ભંગ નથી થતો ? કહો જોઇએ ?

ગુરૂઃ—એ તો જે આચારમાં મુકી શકાય તેજ વિધિ કહેવામાં આવે છે! તેને અવિધિ કહીજ ન શકાય!

ગૌરીઃ—યુવાવસ્થા પર્યંત કુમારી રાખવામાં જો વિધિ છે તો તેને પતિની પસંદગી કરવાની સ્વતંત્રતા આપવાની પણ વિધિ કેમ નહિ કહેવાય? હું સમજું છું કે મારી ધૃષ્ટતાથી આપને ગુસ્સો ચઢશે!

ગુરૂઃ—ના, ના! તારી વાતથી હું બહુ સંતોષ પામું છું. હું નિષ્પક્ષપાતપણે તારા પ્રશ્નનો ઉત્તર આપીશ! સાંભળ! કન્યાઓને પતિની પસંદગી કરવાની સ્વતંત્રતા આપવાનો રિવાજ હાલમાં સમાજની અંદર પ્રચલિત નથી તેથી તેમાં અવિધિ–તેથી તેનો નિષેધ! આર્યા–

ગૌરીઃ—હું એ વિધિ સમાજમાં પુનઃ પ્રચારમાં મૂકવા માગું છું! ગુરૂદેવ!

ગુરૂઃ—જે માર્ગે બીજા કોઇ ગયા નથી તે માર્ગે ચાલવા જતાં વિપત્તિભર્યું લાઞ્છન લાગવાની શંકા રહે છે, તે તું ભૂલતી નથી બહેન?

ગૌરીઃ—પ્રત્યેક વિધિનો એક પણ માર્ગદર્શક–નેતા તો હોયજ છે! લાઞ્છન, ઠપકો, તિરસ્કાર ગમે તે એક જણને એકવાર તો સહેવાજ પડશે!"

ગુરૂઃ—બહેન, તું શું કરવા ધારે છે? તારૂં તેજોમય દેદિપ્યમાન મુખ સ્વચ્છ દર્પણની માફક તારા હૃદયનું પ્રતિબિમ્બ પાડે છે. શું સંકલ્પ કર્યો છે તેજસ્વિની?

ગૌરીઃ—જરા, બીજી બે એક વાતો સાંભળી લો ! દેવ ! કન્યાનો વિવાહ આટલો અર્થ–સાપેક્ષ શાથી થયો ?

ગુરુઃ—મનુષ્ય રૂઢીનો દાસ છે; સમાજ પણ રીતિરિવાજની ગુલામ બની જાય છે એ રૂઢીએ રીતિરિવાજ અમાન્ય કરવાને કોઇ આગળ પડવા ચાહતું નથી."

ગૌરીઃ—એથી સમાજનું અનિષ્ટ થતું નથી ?

ગુરુઃ—ઘણે સ્થળે ઘણીએ વાર થાય છે !

ગૌરીઃ—એને માટે દોષ કોનો ? કન્યાના પિતાનો કે વરના પિતાનો ?

ગુરુઃ—બહુ વિચારણીય પ્રશ્ન છે ! ગૌરી તું કહેને કે કોનો ?

ગૌરીઃ—મારા વિચાર પ્રમાણે જે છે તે હું જણાવું છું ! મારો મત એવો છે કે એના વાસ્તે કન્યાનો પિતાજ દોષપાત્ર છે ! કન્યાનો પિતા શા માટે પોતાનું સર્વ વેચીસાટીને જમાઇ ખરીદવા તૈયાર થાય ? લગ્ન શું કેવળ સ્ત્રીનાજ પ્રયોજનઅર્થે–પુરૂષના માટે નહિ ? પુરૂષની સેવા કરવા નારીને ઇચ્છા થાય; અને સ્ત્રીની સેવા મેળવવા શું પુરૂષને ગરજ નહિ ?

ગુરુ—ગૌરી ! તારી બુદ્ધિ વિષે મને ખ્યાલ હતો પણ તે આ-ટલી પ્રખર હશે તે મારા જાણવામાં નહિ !

ગૌરી—મારા રૂપ ગુણની પ્રશંસા આપ અનેકવાર કરો છો એ ઠીક નહિ, દાદા મહાશય ! માત્ર હું તો એટલુંજ કહું છું કે આ પ્રમાણે નારીજાતિને બહુ ઉતારી નાંખવા જેવું થતું નથી ? સ્ત્રી આટલી કિંમત વિનાની, અસહ્ય વિષમય, વિઘ્નરૂપ કે ચાર પાંચ

હજાર રૂપીઆ તેની સાથે ન હોય તો તેને કોઇ સંઘરવા ઇચ્છેજ નાહ ! સસરો વહુની સેવાનું મુલ્ય સમજે નહિ અને રૂપીઆનું પ્રમાણ આપે ! સ્વામી સહધર્મિણીના પ્રેમનું મુલ્ય ઠેલી મુકી–સોના રૂપાનો બદલો લેવા પ્રવૃત્ત થાય ! જે પુરૂષ સ્ત્રીની આવી અવગણના કરે, તે કદી પણ સ્ત્રીનું પ્રેમપાત્ર બની શકે નહિ–તે તો સ્ત્રીનો શત્રુ ! એમ કરવાથી પુરૂષની સાથે આનંદે ગૃહ સંસાર ચલાવી શકાય નહિ !

વૃદ્ધ પંડિત અવાચક બન્યા ! ગૃહના ખૂણામાં પુરાયેલી, ચિરકાલ લજ્જાશીલ અજ્ઞાન બાલિકાની આટલી પ્રગલ્ભતા ! વિદ્યારત્ન કાંઇક વિરક્ત થઇ બોલ્યા "વક્તૃત્વમાં તો તું સાક્ષાત્ સરસ્વતીજ છે હો !"

ગૌરીઃ—હાહા મહાશય ? હું સમજું છું કે કે આપને ગુસ્સો ચડયો છે ! તથાપિ હું એમ કહું છું કે સમાજવિધિનું ઉલ્લંઘન કરી જે યુવતી અઢાર વર્ષ પર્યન્ત કુમારી રહી શકી તે જો ગાંધર્વ વિધિથી મન માન્યો પતિ પસંદ કરે તો શું તે ધર્મથી અપરાધિની ગણાય ?

"ધર્મથી નહિ !" વિદ્યારત્ન મંત્ર મુગ્ધ બન્યા !

"ધર્મથી નહિ ત્યારે લોકાચારથી ? પિતૃકુલની સમાજના ગુલામ બની શુદ્ધ પવિત્ર હૃદયના પુરૂષને સ્વામી તરીકે પસંદ કરે–જેના પરિણામે પિતાના પાંચ હજાર રૂપીઆ ઉપરાંત માલ મિલ્કત વાડી વજીફા આજીવિકા માટે બચી શકે–તેટલા માટે તે લોકાચારથી અપરાધિની ?"

ગુરૂઃ—હું વિમુગ્ધ થઇ પડયો છું ગૌરી ! તારી વાતનું રહસ્ય મારાથી સમજી શકાતું નથી !

ગોરી—ત્યારે સાંભળો, મારો સંકલ્પ ! હું પિતાના પૈસાવડે સ્વામી ખરીદનાર નથી; કિન્તુ આ નારીજીવનના વિનિમયથી ગાંધર્વ વિધિએ સ્વામી વરીશ ! આપ વિદ્વાન છો ! તેમજ શાસ્ત્રજ્ઞ હોવા સાથે સમાજમાં માનનીય પદ ધરાવો છો ! મારા પિતૃકુળના આપ પુરોહિત છો ! માટે આ કાર્યમાં મને વિધિ બતાવો ! જ્ઞાનથી હું જે સત્ય તરીકે માનીશ, હૃદયથી જે સરળ સત્ય તરીકે સમજીશ તેજ કરીશ ! સમાજ કે દેશાચારથી દબાઈને સત્યનું ઉલ્લંઘન કદી કરીશ નહિ ! વૃદ્ધ બ્રાહ્મણે અધીરા થઈ ગોરીનો હાથ પકડયો અને શુદ્ધ હૃદયથી કોઈ પણ જાતના તર્ક વિતર્ક કર્યા વિના સ્પષ્ટ ભાષામાં કહી દીધું, ગોરી એ કર્મમાં તને નિષેધ નથી ! "

ગોરી પુરોહિતની ચર્ણરજ મસ્તકે ચડાવી તેમના ચરણમાં લોટી પડતાં સહસા બાળકની માફક રોઈ પડી; અને છેવટે ગદ્ગદ કંઠે બોલી " દયાળુ ગુરૂદેવ ! મને ક્ષમા કરો ! અંતરની અત્યંત બળતરાથી આટલી પ્રગલ્ભ વાતો હું શીખી છું. "

હાથ પકડી વૃદ્ધ બ્રાહ્મણે ગોરીને કહ્યું " શાંત થા, ગોરી, મારો આશીર્વાદ છે કે તું ચિરકાલ પર્યંત સુખી થઈશ ! "

---

## પ્રકરણ ૬ ઠું.

---

### બન્ધુ વાત્સલ્ય.

ગોરીના દિવસો બહુ શાંતિથી વ્યતીત થવા લાગ્યા ! મુખપરની કાલિમા મટી ગઈ; જીવને આનંદ થવા લાગ્યો ! ગોરી હવે બોલ-

તમાં મો ચઢાવી વિચારમાં બેસી રહેતી નહોતી પણ ઘરના કામકાજમાં મન અને શક્તિ સોળે સોળ આના પરોવતી! તેના વિચારમુક્ત દેહમાં શાંતિનો સંચાર થયો! છાયાશૂન્ય તરૂની માફક ગૌરીનો દેહ જે વિચારના ભારથી કૃશ થઇ જતો હતો તે સહસા કોઇક પ્રકાશિત રશ્મિપાત વડે સતેજ થતાં તે જાણે વધવા માંડી! પંદર દિવસની અંદર, નિરંતર લાજથી મરી જતી કિશોરી કોઇક પ્રગલ્ભ યુવતી બની ગઇ! ગૌરીના આ સૌન્દર્ય સ્ફુરણુ અને દેહને પૂર્ણ કલાયુક્ત ખીલેલી જોઇને માતાપિતા વિશેષ વ્યાકુળ થયાં. અહા! સુવર્ણ પ્રતિમા ગૌરી કોણુ જાણે કેવાય પાત્રને અર્પણુ થશે?

ગૌરી હવે ભણુતી ગણુતી કાંઇજ નહોતી! પુસ્તકોના ગાંસડા બાંધી પેટીમાં મુકી તેને તાળુ મારી દીધું હતું! તે વિચારતીઃ કેમ જાણ્યું, પુસ્તકો વાંચવાથી કદાચ મનની સ્થિતિ ફરી જાય તો! હૃદયનો સંકલ્પ જો ભૂલે ચુકે પણુ નરમ પડી જાય તો? ભૂલ થાય તો ભૂલ-અપયશ, નિંદા, કલેશ જે થાય તે થાવ કિન્તુ પિતૃકુલની રક્ષા તો કરવીજ પડશે! ગૌરી સર્વ કામકાજમાં સર્વ કાળે ઉભય ભાઇઓને સાથેજ રાખતી; તેમાંના ગમે તે એકને રાત્રે પોતાની સાથે રાખીનેજ સુતી. જ્યારે તેના ચિત્તની દ્રઢતા શિથિલ થતી ત્યારે તે ભાઇના મુખનું દર્શન કરતી; મનમાં કહેતી, આ બે ભાઇઓના કલ્યાણુને અર્થે હું મારા સમસ્ત સુખને કેમ તિલાંજલિ આપી નશકું? આ ક્ષીરાદ વિનોદના મસ્તિષ્ક ઉપર કોઇ ભયંકર સર્પ ફણા માંડે તો હું તે જગાએ ચિરાતા કાળજે વચમાં ન પડું? ભાઇ જો જળમાં ડુબી જાય તો બ્હેન ભાઇને બચાવવાને પોતે અગાધ જળમાં ઝંપાપાત ન કરે? ભાઇને ડુબાવીને શું પોતે બચવા પ્રયત્ન કરે? ભાઇને

રોવડાવીને શું પોતે હસવા પ્રવૃત્ત થાય ? નહિ, નહિ ! ભાઇનું સર્વસ્વ લઇ હું કુલીન ગૃહસ્થની ગૃહિણી થઇશ !—ભાઇઓ દીન વેશે મારા દ્વારે આવી આશ્રય લેશે ? તે વખતે મારી સંતતી પરનો કાંઇક સ્નેહ બચાવી ભાઇઓ પર જો હું આપી શકું તોજ તેમને હું કાંઇક સહાય કરી શકું ! ભાઇઓ એ આશાએ મુગ્ધ નેત્રે મારા મોં સામું જોશે ! તેથી મારા સ્વામી ચિડાઇ જતાં કદાપિ તેમની અવજ્ઞા કરશે–તેમનો અનાદર કરશે ! તે વખતે એ ભાઇઓના જીવને કેટલું કષ્ટ થાય ? બહેન તો કુલીન ગૃહસ્થની ગૃહિણી–વકીલની સ્ત્રી આજ ત્રણ વર્ષમાં એકવાર પણ એણે ભાઇને સંભાર્યા છે ? છટ્ ! કેવી આત્મપરાયણા સ્ત્રી ! હે જગદીશ્વર ! મને બલ આપ, સાહસિક બનાવ, સંકલ્પ સાધના માટે સામર્થ્ય દે ! આશામાં વિશ્વાસ અને કર્મમાં શ્રદ્ધા આપી મને સુખી કર ! જે દુઃસાહસ હું કરૂં છું તે–હે અંતર્યામી, તમે, હૃદય–પરીક્ષણથી જુઓ, સ્વાર્થને માટે નહિ આત્મસુખની લાલસા માટે નહિ–કિન્તુ બંધુઓના કલ્યાણ અર્થે–પિતૃકુળના રક્ષણ અર્થે ! નહિતો હું વિધવા થઇશ, કલંકિત થઇશ, સર્વધર્મથી ભ્રષ્ટ થઇશ ! માટે સહાય થાવ !"

આમ ચિંતાનો અંત ન આવ્યો ! તેતો ઉલટી વધવા માંડી ! કાંચનની માફક ગૌરીનું તેજ પણ વધવા માંડ્યું ! અંતરનો આવેગ મુખ પર ફુટતાં તે મુખની ઉપમામાં પ્રભાતના સૂર્યથી પ્રફુલ્લ અને પરિમલના ભારથી ગર્વિષ્ટ થયેલા સરસ, પૂર્ણવિકસિત પંકજની કાન્તિને પણ ગૌરી મ્લાન કરી દેતી હતી.

ચૌધરીને ત્યાં શિવનાથ નિયમિત રીતે દાળ વેચવાને આવતો દાળ તોળી લેવાને ગૌરી હાજર રહેતી ! બેએક દિવસની દાળ રાખી

ગૌરી તેને જાણી જોઇને વધારે ફેરા ખવડાવતી. તેથી શિવનાથે એક દિવસ વિનયથી જણાવ્યું “ વધુ નહિ તો કમીમાં કમી સાત દિવસની દાળ એકી વખતે લઇ રાખો તો ઠીક પડે ! દરરોજ આવતાં બહુ ત્રાસ થાય છે !”

ગૌરીએ જણાવ્યું “ તે કાંઇ ચાલે ? એક દિવસે સાત દિવસનું સામટું ખાઇ લેવાય ! એમ મોજશોખ કરતાં કાંઇ વેપાર થાય કે ?” આ વાત કડવી લાગી કિન્તુ સ્વર બહુજ મધુર ! શિવનાથ ગૌરીના મુખ તરફ જોઇ રહ્યો ! બહુ તર્કવિતર્કથી બ્હીતાં બ્હીતાં લજ્જાથી તેણે જોયું કે કિશોરીના રક્ત અધર પર હાસ્યની મધુર છાયા ખીલી રહી હતી ! શિવનાથનાં નેત્રના રશ્મિપાતથી ચાંકત થઇ ગૌરીએ મુખ નીચું કર્યું અને નેત્રદ્વય ઇશારાથી પલકાની સરલ દૃષ્ટિ ખેંચી લીધી. શી કોઇ રક્ત છટા તેના મુખમંડળ પર છવાઇ ગઇ હતી ! સહસા ગૌરીના લલાટ અને નાસિકાગ્ર ઉપર સ્વેદ બિંદુઓ ફુટી નીકળ્યાં ! શિવનાથના અંતરમાં જાણે કોઇએ અવાજ કર્યો “ છટ્ ” પશ્ચાતાપથી યુવકે મુખ નીચું કર્યું ! વ્યગ્ર ચિત્તે તે ચાલ્યો ગયો ! ગૌરીએ દૂર દૃષ્ટિ ફેંકી શિવનાથના મનનો ભાવ તથા ચલનવલનનું નિરીક્ષણ કર્યું, પછી મનમાંજ બોલી “ સરલ સ્વભાવના સ્વતંત્ર મિજાજી યુવક ! તું શું સમજતો હશે ? તારા પરિશ્રાંત લલાટનો સ્વેદ લુછવા મારો આ હસ્ત કેટલો આતુર છે ! મેં તો ચંદનચર્ચિત પંખા લટકાવી મુકયા છે ! તું આટલો પરિશ્રમિત થઇ ગયો છું તો થોડો વખત પવન કેમ ખાતો નથી ? તને પવન નાખે એવું તો કોઇ તારૂં નથીજ ને ? મેં કટુ ભાષણ કર્યું તે વખતે તું કેમ ન બોલ્યો કે “ તું મોટાં માણસની છોડી થઇ ગરીબને આટલી પીડા આપે

તે ઠીક કહેવાય ?" જે માતા અને ભાઇભાંડુની સેવા કરે છે, માથે બોજો લઇ-ઉપરાંત દુર્વહ અપમાનનો ભાર શિરપર ધારણ કરી પ્રફુલ્લ વદને ભટકે છે તે આમ કેટલા દિવસ હલકી દશામાં રહેશે! ગૌરીનાં નયનોના ખુણામાં જાણ્યે અજાણ્યે અશ્રુબિન્દુ આવી ગયાં !

રામબાબુ ત્યાં આગળ થઇ જતો હતો. ગૌરી એકાંત ઉભી ઉભી વિચાર કરે છે: તેના નયનોમાં અશ્રુ હતાં-મુખમંડળ પણ ગંભીર ! આવી સ્થિતિ જોઇ પિતાના મનમાં બહુ માઠું લાગ્યું, ગૌરી માટે રામબાબુને અંતઃકરણમાં ઘણું દુઃખ થતું હતું. કરુણાજનક સ્વરે તેણે કહ્યું " ગૌરી, કેમ બેટા, એવા શા વિચારમાં પડી છું ? હું એક કોડી વિનાનો થઇશ તો ભલે તથાપિ તને અપાત્રે કદી કાળે અર્પણ નહિ કરૂં !"

ગૌરીની ચમક ભાંગી! અત્યંત દુઃખી મર્મભેદક કંપિત સ્વરે ગૌરીએ બૂમ પાડી "ઓ બાપુ !" કુલ ઉદ્ધારક, જાન્હવીસ્રોત ગૌરીના હૃદયકંદરમાં ઉછળી ઉઠયો હતો જે કોઇપણ દુર્નિવાર શિલાનો પ્રહાર થવા છતાં તુટી શકે એવો નહતો! સ્હામો વિરૂદ્ધ વેગે આશ્રય સ્થાનનું મંથન કરી નાંખતો હતો ! ગૌરીની સ્થિતિ જોતાં રામબાબુ તેથીપણ વિશેષ વ્યથિત થઇ બોલ્યા "શું કહેવા જતી હતી ગૌરી, કહેને બેટા ?"

ગૌરીએ કહ્યું "બાપુ! માબાપ સંતાનને સર્વસ્વ આપી દેવા રાજી થાય ત્યારે માબાપ પ્રત્યે સંતાનનું શું કાંઇપણ કર્તવ્ય નહિ હોય ?"

"શું કહે છે બેટા ?"

"મારા માટે આપ રસ્તાના ફકીર બનવા તૈયાર થાવ છો. ક્ષીરોદ વિનોદને ભીખ માંગતા કરી મૂકતાં પણ બ્હીતા નથી !"

"શું કરીએ, ગૌરી, ઉપાય નથી !"

"આપ એક સંતાનના હિતને વાસ્તે બીજાં બેનું સત્યાનાશ વાળવા બેઠા નથી ? "

"ગૌરી બેટા, આટલા બધા તર્ક વિતર્ક તારે શું કરવા જોઇએ ?',

"તર્ક વિતર્ક તો કરવાજ જોઇએ ! બાપુ ગુસ્સે ન થશો ! પણ કહો, મોટી બહેનને તો આપે સુપાત્ર જોઇને દીધી છે ને ?"

" મારી સાથે જમાઇનો સદ્દભાવ નથી છતાં છોકરી તો સુખી છે ને ?"

" બાપુ ! આ વાત કહેતાં હું દોષપાત્ર ગણાઇશ કિન્તુ સાંભળો, અવિવેકથી પિતાનું મન દુભવીને કન્યા સ્વામીને ઘેર રાણીગીરી કરીને પણ શું સુખ પામતી હશે તે હું સમજતી નથી ! આપે બહેનને સુખના સંસારમાં દીધી નથી—દુઃખના સંસારનો વનવાસ આપ્યો છે !"

એ તો એનું ભાવિ ! મારા પ્રયત્નમાં કાંઇ ખામી નહતી !"

"મારી તો ખાત્રી છે કે પિતા ઘરનું બધું વેચી સાટી પુત્રી માટે સારો વર શોધી કાઢે, તો પણ કન્યાદાન સમયે એ પિતાના અંતઃકરણમાંથી જાણ્યે અજાણ્યે નિરાશાનો એકાદ નિશ્વાસ છૂટે, તો તેથી પણ કન્યાના સર્વ સુખ ઉપર પાણી ફરી વળે છે !'

"તું આટલી બુદ્ધિશાળી છે તેથી મારી ચિંતામાં ઉલટ વધારો થાય છે! ગૌરી!"

"બાપુ! મારા માટે ચિંતા કરતી વખતે ક્ષીરોદ વિનોદના મોં તરફ એકવાર દષ્ટિપાત કરજો!"

"ગૌરી, તે હું સમજું છું, કિન્તુ કરવું શું?"

"બાપુ! મને સ્વતંત્રતા આપો—મારૂં સારૂં માઠું ભાગ્ય ભોગવી લેવાની મને સ્વતંત્રતા આપો!"

"એટલે તારી શું ઇચ્છા છે?"

"મારા પિતા પાસેથી અગાઉથી રૂપીયા લઇ, મારા ભરણ પોષણનો ભાર ગ્રહણ કરવા આતુર કોઇ પણ પુરૂષના ઘરનું અન્ન-જળ આ ચોધરી કુળની કન્યા મોંએ અરાડશે નહિ—એ મારી ભીષ્મ પ્રતીજ્ઞા છે!"

ગૌરી પિતાની સન્મુખ વિશેષ ઉભી રહી નહિ! રામબાણુએ જોયું કે ખરેખર કુદરતે કોઇ તેજસ્વીની બાલિકાજ સરજી છે!

---

## પ્રકરણ ૭ મું.

---

### રમુજી શંકર.

આજે દાળ આપવાની વારી હતી. છતાં શિવનાથ દાળ આપવા આવ્યો નાહ. પણ શિવનાથનો ન્હાનો ભાઇ—દશ વર્ષનો બાલક શંકર આજે તે સ્થળે ઉપસ્થિત થયો! એના પગે અને ઘુંટણે પુષ્કળ ધુળ ચોંટેલી હતી. શરીરપર અર્ધ મલિન એક પહેરણ હતું. અને

દાળનો કોથળો માથે હતો! તે કોથળો નીચે ઉતારી બોલ્યો "તમારે દાળ લેવી છે?" બાલકનો કંઠ–સ્વર બહુ મિષ્ટ હતો. માતાજીએ સાંભળતાંજ બહાર આવી પૂછ્યું "અલ્યા તું કોણ? તારો ભાઇ ક્યાં છે?"

"ભાઇ આજે આવ્યા નથી, ને મને મોકલ્યો છે." એટલું કહી બાલક એક બાજુએ ખસીને ઉભા રહેતાં એક કબુતર બોલતું હતું તે તરફ જોઇ રહ્યો! ગૌરીએ કહ્યું "એ તો તારા ભાઇનો બહુ અન્યાય! આટલા ન્હાના છોકરાને આવડો બોજો લઇ મોકલ્યો."

"એમાં શાનો બોજો? ત્રણ જાતની ત્રણશેર દાળ માત્ર છે. તમે વધારે તો લેતાં નથી!"

"તું દાળ તોળી આપશે કે?"

"તે મારે તોળવાની જરૂર નથી. ભાઇએ તોળેલી છે!"

"તને થાક નથી લાગ્યો, તરસ નથી લાગી, શંકર? આટલે દૂરથી બોજો ઉપાડીને આવ્યો છે તે?"

"ના, ના! વધારે દૂર ક્યાં છે?"

"વારૂ, ત્યારે ચાલ તારી દાળ લઇને પેસ ઘેર!"

શંકર ગૌરીના પાછળ કોથળો લઇ ચાલ્યો. ગૌરીએ ત્યાં પહોંચતાં શંકરનો બોજો ઉતારી લઇને કહ્યું "શંકર તારા ભાઇની તબીયત તો નથી બગડીને?"

"ના,! ને આજે બગીચામાં કામ કરે છે!"

"તમારા બગીચામાં શાં શાં ફળ થાય છે?"

"કેરી, કેળાં, જામ સર્વ થાય છે!"

"શાકભાજી નથી થતાં?"

"થાય છે ને! બધું કેટલુંયે! પુષ્કળ ઉંચા વેંગણના છોડ છે."

"એ બધું કોણ વાવે છે?"

"ભાઇ!"

"તારા ભાઇ બડા મિજાજી છે ખરૂ?

"ના,! ભાઇ તો કોઇ સાથે કદી લડાઇ ટંટો કરતા નથી!

"તને તારા ભાઇ બહુ વહાલા લાગે છે કે?"

"કેમ નહિ? વહાલા તો લાગે સ્તો?"

"તારા ભાઇનું લગ્ન થાય તો શું થાય?"

"મારાં મોટાં ભાભી આવે!"

"તે તારી ઇર્ષ્યા કરે, ચાકરની પેઠે તારાપર વર્તન ચલાવે તો?"

"હંઅ! ભાઇનો મારાપર કેટલો પ્રેમ છે તે તમે શું જાણો?

"શંકર સહવારમાં તું શું નાસ્તો કરે છે?"

"શરબત, ભાખરી, અને દૂધ!"

"તમારે ત્યાં ગાય છે કે?"

"એક છે ને? તે પુષ્કળ દૂધ દે છે!"

"તમે તે દૂધની મીઠાઇ બનાવતા નથી?"

"ના, અમે દૂધ દહીં ખાઇએ છીએ! શેરેક ઘી પણ થાય છે!"

"તારી બા બહુ વૃદ્ધ છે કે?"

"ના, આપની બાના જેવડાં છે?"

"શંકર તને ભુખ લાગી છે?"

"ના! ના!"

"લાગી છેને ! તારા મોંપરથી હું સમજી શકું છું !"

ગૌરીએ શંકરને પોતાની પાસે સોડમાં બેસાડયો; પાલવ વડે તેનું મોં લુછયું ! પણ શંકર સંકોચ પામી આઘો ખસીને ઉભો રહ્યો ! ગૌરીએ એક બરણીમાંથી બેએક પેંડા બહાર કાઢી શંકરના હાથમાં મુકતાં કહ્યું "ખાવા માંડ, શંકર, આ ખાઇજા !"

"શંકર લજ્જાથી જાણે શરમાઇ ગયો ! બન્ને પેંડા હાથમાં લઇ ભોંય તરફ જોઇ રહ્યો. ગૌરી તેનો હાથ પકડી બોલી; "ખાને શંકર ?"

"ઘેર જઇ ખાઇશ !"

"ના, અહીંજ ખા ! હું જોઉં તો ખરી ! તું જયારે તારા ભાઇના લગ્નમાં જઇશ ત્યારે તને આવી કેટલીયે મીઠાઇ ખાવા મળશે નહિ વારૂ ? માટે ખાઇજા !"

"શંકર વિરક્ત સ્વરે બોલ્યો" હું જાઉં છું; મારે નિશાળનો વખત થયો છે "

"બે પેંડા તો ખા, પછી જા ! નહિં ખાય તો છોડવાની નથી !"

શંકર નિરૂપાયે બંને પેંડા ખાઈ ગયો. ત્યાંથી જેમ બને તેમ જલદીથી નાસી છૂટવાની તેને ઇચ્છા થઇ ! ગૌરી તેનો હાથ પકડતાં બોલી "આ બધી વાત ઘેર જઈ કાંઈ દઇશ નહિ હોં !"

શંકર કંઇ બોલ્યો નહિ !

ગૌરીએ પુનઃ કહ્યું "જો, શું કહું છું ? કહી દઇશ નહિ સેં ?"

"ભાઇને તો કહીશ !"

"હંઅ ? એ નહિ બને ?"

"તમે મોટો અન્યાય કરો છો ! હું અહીં ફરી આવું નહિ ! ભાઈ કહેશે તો પણ નહિં આવું" એટલું કહી અત્યંત વ્યગ્ર થઇ તે બહાર નીકળી ગયો !

ગૌરીએ પાછા બોલાવી કહ્યું "શંકર, આ તારો કોથળો રહી ગયો ને ?"

"કેવી આફત !" કહી શંકરે કોથળો લેવા પુનઃ ગૃહમાં પ્રવેશ કર્યો. શંકરની સાથે ગૌરીની વાતોનો અંત ન આવ્યો. તે બોલી, "શંકર, તારી બા રસોઇ કેવી કરે છે ?"

"સરસ !" કહી શંકરે કોથળો લીધો. ગૌરી પણ શંકરની પાછળ કેટલેક સુધી આગળ વધી બોલી, "શંકર, તારા ભાઇને કહેજે કે કાલે એક શેર મગની દાળ મોકલી આપજો !"



# ખાદી પ્હેરો અને પ્હેરાવો

# પ્રકરણ ૮ મું.

## બે બહેનો.

ગૌરીને બહુકાળ પર્યન્ત પોતાની મોટી બહેન શ્યામા તરફથી કાંઈ પણ સમાચાર મળ્યા ન હતા. તેથી તેણે બહેનને નીચે પ્રમાણે એક પત્ર લખ્યોઃ—

પૂજ્ય મોટી બહેનની સેવામાં—

કેટલાક વખતથી આપના કાંઈ ખબર મળ્યા નથી ! છોકરાં છૈયાંની તબીયત કેવી હશે કોણ જાણે ? હશે ! મારા બનેવીને મારા પ્રણામ કહેશો. આજે આ પત્રથી આપ ગુસ્સે થઈ જવાનાં છો તે હું જાણું છું. પણ ચિડાવા છતાં, ગુસ્સે થવા છતાં પણ મને મળવા આવજો; નહિ તો બીજાં દશ વર્ષ હું આપની સાથે બોલવાની નથી !

બહેન ! આપનો કેવો જીવ ! આપ તો હૃદયના આનંદમાં મગ્ન થઇ સ્વામી ગૃહે સોહાગિની બની નિવાસ કરો છો ! અને હું આપની કેટલી બધી લાડકી બહેન, આજે અઢાર વર્ષ ઉપર ઓગણીસમાં વર્ષમાં પ્રવેશ કરવા છતા હજી કુમારી ! પિતાએ ઘર જમીન ઘરેણે મૂકી આપને માટે સ્વામી મેળવી આપ્યો છે ! મારા માટે યોગ્ય સ્વામી મેળવવાને હવે તેમની પાસે સવડ નથી! તથાપિ સંતાન પ્રત્યે માતા પિતાના સ્નેહની સીમા નથી ! ઘરમાંની સર્વ વસ્તુ વેચી સાટીને પણ મારે માટે વર શોધવા તેમણે પ્રયત્નો આદર્યો છે ! કિન્તુ હું તે વરનો અંગીકાર કરનાર નથી. હું સ્વયંવરા થઇશ. આ વૈશાખ માસમાં મારો સ્વયંવર થનાર

છે ! તમે તે અગાઉ એક વાર અવશ્ય આવી જજો ! જોવાની ઇચ્છા કોને ન થાય બહેન ? આ કલિયુગમાં સ્વયંવર જોવાની ઇચ્છા કોણ ન કરે ? જીવ્યા કરતાં જોયું ભલું ! માટે અવશ્ય આવજો ! વૈશાખના આરંભમાં મારા બનેવીને પાયે પડી, વિનંતી કરીને પણ અવશ્ય આવજો ! કાંઇ ભારે સોગંદ દેતી નથી, પણ જરૂર આવજો ! જાણો છો કે મારૂં નામ ગૌરી—હું શ્મશાનવાસી શિવની ગૃહિણી થવાજ ખુશી છું ! આશીર્વાદ દેજો કે હું મારૂં ગૌરી નામ સાર્થક કરી શકું !"

ગૌરીનો પત્ર મળતાં શ્યામાને પ્રથમ તો કાંઇ સમજણ પડી નહિ, પછી વિચાર કર્યો કે ગૌરી અત્યાર સુધી અવિવાહિતા રહેવાથી લોકનિંદાએ પાગલ બની ગઇ છે કે શું ? નહિ તો આમ ગોળ ગોળ ન લખે ! ગૌરી હમેશાં ટિખળી હતી તેની તેને ખબર હતી ! શ્યામાએ એકવાર પિતાને ઘેર જવા પ્રયત્ન કર્યો ! સ્વામીને વિનય, ધમકી, રૂદન સર્વવાનાં કરી બતાવ્યાં કિન્તુ બે છોકરીઓ માંદી હતી તેથી આ વખતે બહારગામ જવું અનુકુળ નહિ પડે એવો ખુલાસો થયો ! તે તો બાજુએ રહ્યું પણ સ્વામીને ઘેરથી પિયર જતાં આવતાં ગાડીભાડાનોજ લગભગ પચાસ રૂપીઆ ખર્ચ થતો હતો. અને એટલાથીયે પુરતું ન થાય ! આથી કોઇ પણ પ્રકારે જવાનો સંભવ ન જણાતાં શ્યામાએ ગૌરીના પત્રનો ઉત્તર આપ્યોઃ—

" બ્હેન ગૌરી !"

તારા પત્રનો મર્મ હું સારી રીતે સમજી શકતી નથી ! તું તદ્દન ગાંડી થઈ લાગે છે ! આટલી વય સુધી ઘણીયે કન્યાઓ કુમારી રહે છે ! તું કાંઈ એકલી રહી છું ? તું લખે છે કે હું

પરમાનંદથી મનવાંછિત સુખ ભોગવું છું-પણ બ્હેન મને શું સુખ છે તે પ્રભુજ જાણે છે! અંને ભાણીઓ માંદી છે; તેમની રીતસર દવા કરવાની પણ સવડ થતી નથી! વકીલાતની કમાણી-માંથી દાળભાત રોટલાની સગવડ પણ બહુ કષ્ટે થાય છે. વકીલ થઇને બેસી રહેવાનો હાલમાં સમય આવ્યો છે-જે બસો ચારસો રૂપીઆના દાગીના હતા તે ગીરો મુકયા છે! હજી નદન ખલાસ થઇ ગયા નથી! સસરાની જે કાંઇ મિલ્કત હતી તે ભાઇઓએ ટુકડે ટુકડા કરી કોઇના ન જાણતાં લીલામ કરી નાંખી છે! એમને અમ્લની પીડા આજે કેટલાક દિવસથી ખુબ વધે જાય છે. કિન્તુ તેનું પણ સુપથ્ય ઔષધ મળતું નથી!

પિતાએ જાગીર ઘરેણે મુકી મારૂં લગ્ન કર્યું છે એ વાત સાચી કિન્તુ તેમાં મારો શો અપરાધ? હું રાજાને ઘેર પડી નથી જે એમની સહાયતાનો ઉપકાર ન માનવા માટે તું મને દોષિત ગણે છે? આ સાત વર્ષમાં જે દેવું વાળી શકાતું નથી તે દેવું પિતાએ કરવું શું ઉચિત હતું? બાપુ હંમેશા બહુ આળસુ રહે છે! કેવળ દાદાની મિલ્કતપર અવલંબન ન રાખતાં પોતે જો કાંઇ બીજું ઉપાર્જન કર્યું હોત તો અત્યારે આટલું કષ્ટ ન પડત! હું આવી શકતી નથી તે જાણી તું ખિન્ન થઇશ નહિ, તારા લગ્ન સમયે બાપુ તેડવા મોકલશે તો અવશ્ય આવીશ!

તારા પત્રનો પાછલો ભાગ મેં માથાકુટ કરવા છતાં હું સમજી શકી નહિ! મારા બનેવી જેવા કાયદાના ભણેલા બી. એ. બી. એલ. વકીલના ભેજામાં પણ તેનો અર્થ સમજાયો નહિ! તોપણ મારી એટલી તો ભલામણ છે કે લખતાં વાંચતાં

શીખીને, નવલકથાઓ વાંચીને બાપદાદાના કુલને લાંછન લગાડી બેસીશ નહિ! અવશ્ય તારાપર મારો અથાગ પ્રેમ છે. તારા જેવી વિચારશીલ છોડી મેં બીજે કયાંય જોઈ નથી! તારા હાથે કોઇ પણ દુષ્કૃત્ય થનાર નથી એવો મને પૂર્ણ વિશ્વાસ છે! મારો આશીર્વાદ છે કે તું નિરંતર સુખી થજે! બા અને બાપુને મારા પ્રણામ કહેજે! ક્ષીરોદ-વિનોદને આશીર્વાદ.

લી. તારી વિયોગી બ્હેન

શ્યામાની શુભાશિષ.

બ્હેનનો પત્ર મળતાં ગૌરી સુખી કે અસુખી થઈ તેનો તે પોતેજ નિર્ણય કરી શકી નહિ! પત્ર માતાને આપતાં તેણે જણાવ્યું.

"બા, જુઓ તમારા પાંચહજાર રૂપીઆના વરરાજના ઘેર બ્હેનનું સુખ!"

આ પત્રથી ગૌરીના સંકલ્પ સાધનમાં કાંઇક વિશેષ અનુકૂળતા પ્રાપ્ત થઇ એમાં તો કાંઇ સંદેહજ નહતો!

---

"તમે તો ભારે કરી, તમે બંનેય (ભક્તિ બહેનને ઉદ્દેશીને) જેટલું કર્યું તેટલું હિંદુસ્તાન કરે તો આજે દેશને ધારાસભાદ્વારા માગણી નહીં કરવી પડે કે ગાંધીને છોડો. હું એમને એમ છૂટી જાઉં, યેરવડાની કુંચી તમારા હાથમાં આવી જાય અને મને છોડવામાં આવે તોયે મને તેમાં ઉમંગ નથી."

# પ્રકરણ ૯ મું.

## "મુહૂર્ત્ત સંકેત"

આજે ચૌધરીની હવેલીએ શિવનાથ અને શંકર બંને દાળ આપવાને આવ્યા હતા. તે દિવસે બનેલી વાત શંકરે ભાઇને અક્ષરશઃ કહી હતી? તેણે સાથે સાથે એમ પણ જણાવ્યું હતું કે ચૌધરીને ઘેર ગૌરી બહેન કરીને એક છોડી બહુ ભલી છે પણ બહુ અટકચાળી? મને જે પેંડા તેણે ખાવા આપ્યા હતા તેવા સુંદર પેંડા મેં કદી ખાધા નહોતા! તે દિવસે શંકરે કહ્યું હતું કે હવે ચૌધરીને ત્યાં દાળ આપવા હું આવીશ નહિ! કિન્તુ તે વાતનું વચન તે પાળી શકયો નહિ! વચમાં વચમાં તે ત્યાં આવતો; માત્ર પેંડાના લોભે નહિં પણ ગૌરીનો વાર્તાલાપ તેને બહુ મધુર લાગતો હતો! ગૌરીનું મુખ બહુ સુંદર જણાતું હતું. ગૌરીનો આદર અત્યંત મધુમય હતો! શંકરે એક દિવસે કહ્યું" ભાઇ, આપણે ઘેર આટલી બધી કાકડી થાય છે તે બે ચાર ગૌરી બહેનને ન અપાય? મને તે રોજ કંઇને કંઇ ખાવાનું આપે છે." શિવનાથે હસીને જણાવ્યું "ના, શંકર, મોટા માણસને કાંઇ એવું તેવું અપાય નહિ! કહેશે કે ખુસામત કરે છે!" આટલા દિવસ શિવનાથ પણ કાંઇક વિચારમાં પડી ગયો હતો. ગૌરીનો આ કેવો વ્યવહાર? અઢાર વર્ષની કુમારિકા યુવતી મારી સાથે આમ નિઃસંકોચે બહાર આવે છે. આટલા મોટા ઘરની શ્રીમંત કન્યા ગૌરી આ શંકરને આટલું બધું હેત કરે—મારા

પ્રત્યે પણ તેનો બહુ પ્રીતિમય ભાવ જણાય છે! હું ગૌરીનો ગુરૂપુત્ર—તેથી ગૌરી મારા પ્રત્યે આટલી સહાનુભૂતિ બતાવતી હશે? હું સારા માણસનો છોકરો થઇ દાળની ફેરી કરૂં છું તેથી ગૌરીને જાણે બહુ દુઃખ થતું હોય એમ લાગે છે! અજ્ઞાન બાલિકા સમજતી નથી! અભિમાનમાં બેસી રહી ઉપવાસી મરવા કરતાં આ કામ કરવામાં કાંઈ લાંછન નથી! એ ઉપરાંત ગૌરીના મનમાં બેશક બીજી પણ કાંઈક ચિંતા છે. છટ છટ! હું શો વિચાર કરૂં છું! ખરેખર એ તરૂણ અવસ્થાનોજ દોષ છે! એમાં તો સંદેહજ નથી! ધિક્કાર છે આ બાવીસ વર્ષની વયને! પિતાની વિદ્યાર્થીની શિષ્યા ગૌરી—જેનાપર સહોદરી તુલ્ય સ્નેહ કરાય તેનો આ હું કેવી ભાવનાથી વિચાર કરૂં છું? હું વચમાં વચમાં દાળની ફેરી કરતાં કરતાં મોટા મહાલયના માલિક મહાજન થવાનું સ્વપ્ન જોઉં છું પણ તે આકાશ-કુસુમના સ્વપ્નવત છે! કોણજાણે શેખસલ્લીના ઘાટવાની માફક દાળની ગુણ મારાથી નાખી તો નહિ દેવાય? પ્રભુ જાણે! સંભ્રમ અવસ્થામાં ઇતર લાલચ જો બુદ્ધિમતિ ગૌરી સમજી જાય તો!" આમ દાળનો કોથળો લઇ ચૌધરીની હવેલી વિચારમાં ને વિચારમાં ચૂકી જતાં શિવનાથનું હૈયું તે જાણે દૂર રહી હોય એમ માનવા લાગ્યું. ચંચળ ચરણ શિથિલ થવા લાગ્યા 'ગૌરી સન્મુખ આવી ચક્ષુ ફેરવી જે દિવસે મને દર્શન ન દે તે દિવસ મારા મનમાં શું શુંએ થઇ જાય છે! આ રોગ કાંઈ જેવો તેવો નથી! શિવનાથ! ચૌધરીને ત્યાં તારે દાળ લઈ જવાનું બંધ કરવામાંજ તારૂં શ્રેય છે! શંકરને મોકલી શકાય? કિન્તુ તેથી તો વધુ અશાંતિ થાય! શંકર ચૌધરીને ત્યાંથી પાછા ફરતાં દસ મિનિટ સુધી ભાઇ આગળ ગૌરીબ્હેનની

વાતચિત કર્યા વિના છોડે તેવા ન હતો. ગૌરીને તેણે હવે બ્હેન કહી બોલાવવા માંડી હતી ! શંકરે તે દિવસે ગૌરીને કહ્યું હતું "બ્હેન, અમારે ત્યાં બહુ કાકડી થાય છે. તમારે માટે બે ચાર લાવું ? ભાઇ કહેતા હતા કે તેમ કરતાં તમને ગુસ્સે ચડશે !" ગૌરીએ હસતાં હસતાં આગ્રહપૂર્વક કહ્યું "ના, જરૂર લાવજે અહીં ! શંકર, મને કાચી કાકડી બહુ ભાવે છે. તારીબાને કહીને લાવજે. ભાઇને ન કહીશ !"

આવી પ્રેમાળ બ્હેનને શું ન આપી શકાય ? શંકરે છાનાં-માના ચાર પાંચ કાકડી લઇ આવી ગૌરીને આપી !

આજ સંધ્યા સમય પૂર્વે શિવનાથ ચૌધરીને ઘેર દાળ આપી પાછો ફરતા હતો. ગૌરીનો આજ તેને મેળાપ નહતો થયો તેથી તેના મનમાં કાંઇ કાંઇ થઇ ગયું હતું ! બિચારો રસ્તામાં ધીમે ધીમે ચાલતો હતો ! એ રસ્તો ચૌધરીના મકાન આગળથી બારી પાસે થઇને પડતો હતો. મકાનની દિવાલની પાછળ એક બકુલનું વૃક્ષ હતું-ફુલ ફુટેલાં હોવાથી ચોતરફ સુગંધઆમોદથી પ્રફુલ્લિત થઈ ગયું હતું. વૈશાખના સાયાન્હકાલે બકુલવૃક્ષ નીચે જઈ આરામ લેતાં જેનો પ્રાણ પળવાર પણ આનંદોલ્લાસ ન પામે તેને પાષાણની ઉપમાં આપતાં પણ સંકોચ થતો નથી ! બકુલ પુષ્પના સુવાસથી ઉલ્લસિત હૃદયવાળો યુવક શિવ-નાથ પોતાનો ખાલી કોથળો એક હાથે ખાંધપર નાંખી વાંકી નજરે બકુલની વચોવચ ડાળીઓ અને પત્રાવલિ જેતો હતો એવામાં વૃક્ષના અંદરના ભાગમાંથી ગૌરીએ હાંક મારી "ઉભો રહે, દાળવાળા !"

શિવનાથ ચમકીને ઉભો રહ્યો ! ગૌરીના મુખ તરફ જોયું–થોડા વખત પરજ તે મુખ તરફ ન જોવાની જે પ્રતિજ્ઞા તેણે કરી હતી તેને તે વિસરી ગયો ! જોયું તો ગૌરીનું લાલ મુખ હજી પણ વધુ લાલ થતું હતું ! સમસ્ત દેહયષ્ટિનું જાણે કે સઘળું રક્ત મુખ પર આવી ગયું હતું. તેના ઓષ્ઠદ્વય કંપતા હતા ! બોલતાં બોલતાં તે અચકાતી હતી. ચક્ષુની પાંપણો જળમાં ડુબુ ડુબુ થઇ રહી હતી ! અહા ! આ શું !" શિવનાથ બોલ્યો " શું કહો છો ગૌરી ?" એમ કહી તેણે કોથળો ખાંધેથી ઉતારી હાથમાં લીધો. ગૌરી એકએકવાર અચકાઇ પુનઃ સજ થઇ બોલી "આજકાલ લગ્ન કરતાં વેંત પૈસા મળે છે. ત્યારે તમે પણ લગ્ન કરી પૈસા મેળવી કોઇ મોટી દુકાન કરોને ? આમ ફેરી કરી કેમ કરી દિવસ કાઢશો ?"

ગૌરીનું કથન સાંભળી શિવનાથથી હસ્યાવિના રહેવાયું નહિ ! તેણે કહ્યું " લગ્ન કરતાં શું સર્વને પૈસા મળે છે ?"

" કેમ ન મળે ? તમે કુલીન કુટુંબના છો, શાળામાં ભણેલા છો સુંદર ચહેરાવાળા અને રૂપાળાયે છો !"

" આ વ્યંગ કેમ ચલાવો છો ? ગૌરી !"

" વ્યંગ નહિ, સત્યવાત છે ! આ સમાજમાં રૂપીઆ લીધા વિના પુરૂષ સ્ત્રીનો ભાર માથાપર લેતો નથી ! જુઓ છોને, ઓગણીશ વર્ષ વીતી ગયા છતાં આ જીવન કેમે કર્યું વેચી શકાતું નથી !"

" આ સર્વ તર્કનો હું શો ઉત્તર દઉં ?"

" તમે કહો, લગ્ન કરી પૈસા લેશો કે નહિ ?"

" લગ્ન કરવું કે નહિ તેજ હું નક્કી કહી શકતો નથી !"

" લગ્ન નહિ કરો તો ચિરકાલપર્યંત શું તમારી વૃદ્ધમાતા તમારાં દળણાં દળ્યા કરશે-અને હાથ બાળી રાંધી ખવડાવશે ?"

" તમે તો ખુબ તર્કવાદિની દેખાઓ છો ને !"

" કહો, ત્યારે લગ્ન કરી પૈસા લેશો કે નહિ ?"

" ના !"

" તો પરમ દિવસે આ વખતે આ સ્થળે આવી ખડા થવાનું વચન આપો !"

" ના, હવે તો હું તમારા મહેલ્લામાં પણ નહિ આવું ?"

" કેમ, વારૂ ?"

" તમે સમજતાં નથી ! આ તમારી બાલ્યાવસ્થા નથી. આવા વખતે આ પ્રમાણે તમારી ને મારી મુલાકાત થઇ વાર્તાલાપ થાય એમાં ધર્મની દૃષ્ટિએ કેટલો દોષ છે ?"

" તમે એવો ભય શું કરવા રાખો છો ? હું સ્ત્રી-યુવતી આવા મોટા ઘરની કન્યા—છતાં હું બ્હીતી નથી અને તમે કેમ બીહો છો ? ધર્મનાં પગલેથી પાછા હઠવાનું હું કરતી હશે એવો આપને ખ્યાલ પણ શું કરવા આવવો જોઇએ ?"

" પણ હું ગરીબ-નીચલા દરજ્જાનો માણસ !"

" તમે પુરૂષ છો, સ્વતંત્ર છો; તમે મહાન્ પુરૂષ છો !" ગૌરીની સ્પષ્ટ ભાષા, સ્પષ્ટ દૃષ્ટિ, અતિ સ્પષ્ટ પવિત્રતાની જ્યોતિ તેના મુખમંડળ પર સ્ફુરી રહી હતી. મુગ્ધ ચિત્તે શિવનાથે કહ્યું " મને શું કરવાનું કહો છો ?"

" પરમ દિવસે આ વખતે આ સ્થળે આવી તમારે ઉભા રહેવું. સ્થિર ચિત્તે ઈષ્ટ દેવતાપર ધ્યાન લગાડી અહીં રાહ જોવી ! નિર્ભયતાથી—નિઃસંકોચથી !" સહમજયા કે ? શુભમુહૂર્ત સાધવાનું છે !"

"વારૂ ! ઠીક !"

ગૌરી બીજીત્રીજી વાત ન કહેતાં દ્વાર ખોલી ઘરમાં ગઈ. શિવનાથ ઉભોજ રહ્યો. એકલા શૂન્ય નયને તંદ્રાવિષ્ટની પેઠે ઘણી વાર ત્યાંજ ઠરી ગયો ? સપ્તમીનો ચંદ્ર બકુલ વૃક્ષનાં પત્રોમાં થઇને સ્નિગ્ધ રશ્મિવડે શિવનાથના લલાટ પ્રદેશપર વળગેલાં સ્વેદ બિન્દુને ઉજ્જવળ કરવા લાગ્યો. સંધ્યા સમયનો શીતળ સમીર કુસુમ રાશિમાં વહન કરીને તેના મસ્તિષ્કપર કુદરતના આશીર્વાદની વૃષ્ટિ કરતી હતી ચૌધરીના મકાનના ભાંગેલા છાપરાપર લપાયેલા ઘુવડે બકુલની ડાળે ચડી બેવાર બૂમ પાડી, મુગ્ધ યુવકને જાણે ચૈતન્યજ ન હતું, એક ગાયોનો રખવાળ ગોકુળગોળો લઇ આવી હાંકતાં બોલ્યા, "અહીંયાં કેમ ઉભા છો ? ગાયો અહીં નથી આવવાની ? અલ્યા કેમ તારાથી ઉઠી જવાતું નથી કે ?"

તે રૂક્ષ સ્વરથી શિવનાથ ચમકયો ! ગર્ભગલિત થઈ શિવનાથ જરા પાછો હઠી ઉભો રહ્યો ! ભરવાડ નિકટ આવી શિવનાથને જોતાં આશ્ચર્ય પામી બોલ્યો. "હાં, ઠીક ! બાબુજી ! આપ અહીં ગુપચુપ ઉભા રહી શું વિચાર કરો છો ?"

શિવનાથે ઉપર્યુક્ત પ્રશ્નનો કાંઈ પણ ઉત્તર ન આપતાં ઉતાવળે પગે ચાલવા માંડયું. ભરવાડ કાંઈ ઓછો રસિક નહતો ! તેણે મનમાં વિચાર કર્યો. "આ બાબુજી સારા માણસ થઇને દાળવાળા બન્યા છે; અને મકાનમાં દાળ પુરી પાડે છે ! આજે જોયું તો પાછલે બારણે, બકુલવૃક્ષ નીચે ઉભેલા ! આ શો ઘોટાળો હશે ! પ્રભુને માલુમ ! કાંઈ મુહુર્ત્તનો સંકેત હશે !

# પ્રકરણ ૧૦ મું.

## "ગાંધર્વ વિવાહ."

આજે ગૌરીએ ઉપવાસ કર્યો હતો. રવિવાર હોઇ તેને આજે સૂર્યવ્રત હતું. અને પ્રદોષ સમયે પુરોહિત મહાશય આવતાં સૂર્યપૂજા, અર્ધ્યપાદ્ય વિગેરે વિધિ કર્યાં બાદ ભોજન થવાનું હતું!

ગૌરી આજે કાંઇ પણ ગૃહકાર્યમાં મન લગાડતી નહોતી! એણે તો માત્ર ફુલ તુલસી લાવી, ચંદન ઘસી પૂજાની તૈયારીઓ કરી રાખી! કોઈની સાથે કાંઇ વાત નહિ કે ચીત નહિ, પોતાના જ ખંડમાં અને પોતાનાજ મનમાં તે સમાઈ રહી! બે પ્રહર પછી ક્ષીરોદ, વિનોદને બોલાવી તેણે પોતાની પાસે બેસાડયા. પછી બોલી "ભાઇ, આજે તમે મને અહીં મુકીને જતા ન રહેશો. મને બહુ બ્હીક લાગે છે!" ખરેખર ગૌરી વચમાં વચમાં થરથરી ઉઠતી હતી. વિનોદે પૂછયું. "એમ કેમ બ્હેન?"

"એ તો ભાઇ, મને કોણ જાણે કેમ ભય લાગે છે; હાં, વારૂ, મને જો બાપુ અને બા લઢે તો આપણે શું કરીએ?"

"શું કરવા લઢે? એવું શું બન્યું છે તે લઢે?"

"જો હું મોટો અન્યાય કરૂં-એવો કોઈ દોષ કરૂં કે મને તે ઘરમાં ન રાખે"

"આ તું શું બોલે છે?"

"બોલો, ભાઇ, પણ તમે તો મારાપર નહિ ગુસ્સે થાવને?"

"ના, બ્હેન, કદિ નહિ !"

"હું આજે બકુલ વૃક્ષ નીચે પૂજા કરવા જવાની છું; તે સંધ્યાકાળે જવાનું છે માટે મારી સાથે તમે આવજો નહિ તો મને બ્હીક લાગશે !"

"હા, હા ! તે આવીશુંસ્તો !"

પ્રદોષકાલ થયો ! પુરોહિત મહાશય વિદ્યારત્નજી પણ આવી પહોંચ્યા ?

તેમણે કહ્યું "બ્હેન, ગૌરી, ગૌરીપૂજાનું આજે શું પ્રયોજન છે ?"

"પધારો, ગુરૂજી !" કહી ગૌરીએ વિદ્યારત્નને પ્રણામ કર્યા. પછી બોલી "પૂજાનું પ્રયોજન સર્વ યથાસ્થિત છે ! અને સામગ્રી પણ સર્વ તૈયાર છે ! પણ હજી તો સૂર્યદેવ અસ્ત પામ્યા નથી ! જરા સહજ વાર લગાડો !"

વિદ્યારત્ને અંદર જઇ જોયું કે એક નવીન તૈયાર કરેલી, ચંદન ચર્ચિત સુવાસિત પુષ્પમાળા પુષ્પપાત્રમાં પડેલી હતી ! પાછલા ભાગે પિત્તળની દીવી ઉપર એક દીપક ભડભડાટ બળતો હતો ! સાહિત્યમાં, પૂજા દ્રવ્યમાં માત્ર ફૂલની માળાજ ! આ શું ?" અચાનક વિદ્યારત્ન બોલી ઉઠયા "માત્ર ફુલની માળાજ ! દુર્વા, ચોખા, નૈવેદ્ય કાંઇજ નહિ ? ફક્ત માળાજ ? સૂર્યપૂજામાં તો માળાની કાંઇ જરૂર પડતી નથી ?"

"માળા મારા ગળામાં પહેરી કુમારી અવસ્થાનું કલંક મારાથી ન ધોઈ શકાય ?"

"શાંત થા ! શાંત થા ! એક દસ દિવસ સબુર કર ! આમ ધૈર્ય છોડે કાંઇ પાલવે ?"

વિનોદ પાસે ગૌરીએ હુક્કો ભરી મંગાવી વિદ્યારત્નમહાશયને આપ્યો એટલે ધુમ્રપાન કરતા કરતામાં દશ મિનિટ થઈ ગઇ ! અલ્પસમયમાં પ્રદોષ કાલ થયો !

ગૌરીએ દીપક પ્રકટાવ્યો. એક હાથે પુષ્પ પાત્ર અને બીજે હાથે દીપક લઇ બોલી " પધારો, ગુરૂદેવ ! "

" કયાં ? "

" બહાર ! બકુલવૃક્ષ નીચે ? "

" ત્યાં શું કરવા ? "

" ત્યાંજ પૂજા રાખી છે ! "

" પૂજાની બીજી સામગ્રી કયાં છે ? "

" તે સર્વ છે ! આપ પધારોને ? ક્ષીરોદવિનોદ ચાલો "

ગૌરી આગળ આગળ ચાલવા લાગી ! તેના પગ થરથર કંપતા હતા. આટલું નજીક હોવા છતાં પણ ગૌરીથી સારીરીતે ચાલી શકાયું નહિ. તે બોલી " વિનોદ તમે બે ભાઇ મને પકડો. મને બહુ ભય–" આગળ તેનાથી બોલાયું નહિ ! વિદ્યા-રત્ન મહાશય કાંઇક વિસ્મિત થઇ તેમની પાછળ ચાલ્યા. દ્વાર ખુલ્યું ! સર્વે જોયું તો શુભ્ર વેશમાં સ્નિગ્ધ કાંતિ–શાંત સૌમ્ય એક યુવક નિર્મલ ગગનના શશાંક મંડળ તરફ દૃષ્ટિ સ્થિર કરી ઉભો રહ્યો હતો ! ગૌરી બહાર આવી પલકવાર પણ વિલંબ ન કરતાં પુષ્પપાત્ર ફેંકી દઇ માળા લઇ ને પુરૂષના ગળામાં તેણે પહેરાવી દીધી. અને બીજેજ ક્ષણે મૂર્છિત થઇ તે તરૂણ યુવકના ચરણમાં લોટી પડી ! " શું થયું, શું થયું " કહી ક્ષીરોદ વિનોદ ચીત્કાર કરવા લાગ્યા. વિદ્યારત્ન સમજુ પુરૂષ હતા. પલવારમાં

વિહ્વળતા દૂર કરી ઉભય બાલકોને શાંત થવા તેમણે સમજાવ્યા. પછી કંઇક વ્યગ્રચિત્તે ગૌરીને ઉંચકી બીજી બાજુએ થઈ મકાનની અંદર લઇ ગયા. બંધુહીન કાષ્ટ પુતળી સમાન શિવનાથનો હસ્ત પકડી તેઓ બોલ્યા. "તમે પણ અંદર આવો" આમ સર્વ એકઠા થયા આ સર્વ કાર્ય વિચક્ષણ વિદ્યારત્ન મહાશયે બહુ ત્વરાથી પુરૂં કર્યું! જાહેર રસ્તાપર પાંચ માણસ આવી એકઠાં થઇ જાય એવો પ્રસંગજ ન આવવા દીધો!

તુર્ત્તજ રામબાબુ અને તેમની ગૃહિણીને બોલાવી મંગાવ્યાં. તેઓ પણ આ સર્વ જોઇને વિસ્મિત થઇ ભયભીત સ્વરે બોલ્યાં.

"આ બધું શું છે?"

"ગૌરીએ ગાંધર્વ લગ્ન કર્યું છે!"

"શું ગાંધર્વ લગ્ન? શું આ વરરાજા?"

"હા, એનાજ કંઠમાં માળા આરોપી ગૌરી મૂર્છિત થઇ પડી છે!"

"મરી ગઇ છે કે જીવે છે?"

"મરી ગઇ નથી! અને મરવાની પણ નથી! આટલાં આકુળ વ્યાકુળ શું કરવા થઇ જાવ છો?"

"આશ્ચર્ય! અરે શિવુ! તારી આટલી બધી ધૃષ્ટતા?"

વિદ્યારત્ન મહાશય રામબાબુને અટકાવીને બોલ્યા "શાંત થાવ, એ બાલકનો કાંઈ દોષ નથી! જો દોષ હોય તો તે મારોજ છે!"

આ બાળક પવિત્ર, સરલ પ્રકૃતિનો અને નિર્દોષ છે!"

"કેમ વારૂ આપનો દોષ?"

"મારૂં કહેવું સાંભળો ! પ્રથમ એક વખત ગૌરીને ચેતનમાં લાવો ! અતિ દુ:સાધ્ય કાર્ય સાધવા જતાં ચિત્તનો ઉદ્વેગ સહન થઇ શકયો નહિ–તેથી બાલિકા મૂર્છા પામી છે. એના માથાપર જળ છાંટો–પવન નાંખો ! શિવનાથ ! આવો !"

આટલું કહી વિદ્યારત્ને શિવનાથને એક ખંડમાં લઇ જઈ બેસાડયો. પછી ગૌરીની માતાને તેની શુશ્રુષામાં રોકી રામબાબુને તેમણે પાસે બોલાવી દીધા ! પરમપ્રાજ્ઞ વિદ્યારત્ન મહાશય સમસ્ત સ્વરૂપ સમજી ગયા ! તેમની સાથે ગૌરીની તર્ક મીમાંસાથી આરંભીને સર્વ હકિકત પણ રામબાબુને કહી જણાવ્યું કે ગૌરીએ પિતૃકુલ રક્ષણાર્થે–ભાઇભાંડુના મંગલ અર્થે આ કૃત્ય કર્યું છે. કોઇ પણ રીતે કામ વિકારને વશ થઇ આ કૃત્ય તેણે કર્યું નથી. આ કાર્ય સર્વાંશે શુભ નિવડશે એમાં સંદેહ નથી !"

"હવે મારે શું કર્તવ્ય રહ્યું છે, ગુરૂ !"

"આજે શુભ દિવસ છે ! શેષ રાત્રિના લગ્ન મુહૂર્તમાં પ્રાંનીપત્ય વિધાનથી કન્યાનું સંપ્રદાન કરો !"

"લોકો, જ્ઞાતિસમાજવાળા શું કહેશે ?"

"વયે પહોંચેલી કન્યાનું તેની ઇચ્છાનુસાર સચ્ચરિત્ર ભદ્ર વંશીય પાત્રને સંપ્રદાન કરો છો તેમાં લોકોને શું બોલવાનું છે ? શિવનાથ અપાત્ર નથી–નીચ કુળનો નથી !"

"બેચાર ન્યાતીલાઓને બોલાવવા નથી !"

"નિષ્પ્રયોજન ! આ લગ્નની નિશાનીમાં માત્ર એક શંખ ધ્વનિજ બસ છે !"

ઉદ્વેગ, અશાંતિ અને અપમાનથી છિન્ન વિચ્છિન્ન ચિત્તે

રામબાબુએ દેશપૂજ્ય પંડિત વિદ્યારત્ન મહાશયની અનુજ્ઞાથી નેમનેજ માત્ર નથી સાક્ષી રાખી દરિદ્ર ફેરીવાળા શિવનાથને સુવર્ણ પ્રતીમા ગૌરીનું સંપ્રદાન કર્યું !"

પ્રાતઃકાલમાં જ્યારે આ સમાચાર ગામમાં પ્રસર્યાં ત્યારે ગામમાં જાણે ચાલતા વ્યવહારમાં એક નવીન વિષય વધ્યો હોય એમ થયું ! પેલો ભરવાડ બોલ્યો "હું આજ દશ દિવસ થયાં શિવનાથને બકુલ વૃક્ષો નીચે ઉભેલો જોતો હતો." વળી બીજા બેજાણુ કહેતા "શિવનાથ દિવસમાં પાંચ વખત દાળ આપવા આવતો હતો ! બડો ભાગ્યશાળી, ભાઇ !"

આ વ્યવહાર રામબાબુ કિંવા તેમની સ્ત્રીએ જાણીબુઝીને કરવા છતાં તેઓ પ્રસન્ન થઇ શકયાં નહિ ! કિન્તુ બહુ પ્રસન્ન તો વિદ્યારત્ન મહાશય થયા હતા ! તેમણે શિવનાથની માતાને સંદેશો કહાવ્યો કે શિવનાથ સાક્ષાત્ લક્ષ્મીને લઈ ઘરમાં આવ્યો છે !"

---

# પ્રકરણ ૧૧ મું.

---

## " પ્રતિજ્ઞા પાલન. "

આટલો મોટો કન્યાનો ભાર માથાપરથી ઉતરી જવા છતાં રામબાબુના ચિત્તને શાંતિ થઈ નહિ ! જાણે કે કોઇ મોટો બનાવ બની ગયો હોય એમ ગામમાં જે તે સ્થળે પાંચ માણસના મુખે ગમે તે બોલાતું હતું. પ્રતિષ્ઠિત ઘરોમાંથી કઠોર વક્રોક્તિ ભરેલી ટીકાઓ સાંભળવામાં આવતી હતી ! વાટે ને ઘાટે ગૌરીના લગ્ન પ્રસંગનું આન્દોલન વહન કરતું હતું. આવડા મોટા આબરૂદાર કુટુંબમાં આવું કલંક ચોંટયું જાણી રામ ચૌધરી વિચાર કરતોઃ- હું જીવતાં બાપદાદાના પવિત્ર કુલને કલંક લાગ્યું, એ વંશનો હું કુલાંગાર થયો !" "અરેરે ! પૈસાના અભાવે નિરંતર ખિન્ન મને અઢાર વર્ષની કન્યાને કુમારી રાખી હતી ! કિન્તુ દરિદ્ર, ગ્રામ્ય ગુરૂમહાશયનો પુત્ર-જે માથે કોથળો લઇ બારણે બારણે ફેરી કરતો હતો તેજ છેવટે મારો જમાઇ થયો" એ ચિંતાથી તેના હંમેશના શુભ મુખપર જાણે ગાઢ કાલિમા ચોંટી હતી ! કન્યાએ કુટુંબના કલ્યાણ અર્થે આ દુઃસાહસિક કાર્ય કર્યું તથાપિ તેણે ઉચ્ચ કુળને નીચું કર્યું છે ! પિતામાતાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે ! આથી ગૌરી ઉપર રામબાબુ પ્રથમની માફક અપત્ય સ્નેહ જારી ન રાખી શકયો ! જમાઇ શિવનાથપર તેમનો ક્રોધ કાયમનોજ રહી ગયો ! સુરૂપ મિષ્ટભાષી શિવનાથે દાળ આપવાના મિષે વયે પહોંચેલી તરૂણ કુમારિકા ગૌરીનું મન હરણ કર્યું,

કોઇ જાદુઇ શક્તિ કિંવા મંત્ર પ્રયોગ ચલાવ્યો હતો !" વળી મર્મપીડિત શંકા જન્મ પામી, ભવાનીપ્રસાદ વિદ્યારત્ન ઉપર ! "આ કાર્યમાં તેમની સહાનુભૂતિ હતી ! નહિ તો તે અનેક પ્રયત્ને આ કાર્યનું સમર્થન શું કરવા કરે ? ખરેખર ! વિદ્યારત્ન મહાશય તે વખતે ભારે ઉલ્હાસમાં હતા ! શિવગૌરીના વિવાહનું આન્દોલન થયું તેજ વખતે તેઓ ખુલ્લા હૃદયે પ્રતિપાદન કરતા હતા કે ગૌરી કુલપાવની કન્યા હતી ! ગૌરી સમાન ત્યાગશીલા તેજસ્વિની કન્યા જો બંગદેશમાં બીજી દસેક જન્મે તો બંગાળા પ્રાંતના આ મહાન્ વિપરીત રિવાજનું સમાધાન થઇ જાય ! કેટલી બધી રીતે લાંછન, અને ઉપાલંભની અવગણના કરીને નારીકુલોત્તમા ગૌરીએ આ અપૂર્વ દૃષ્ટાંત આદર્શ તરીકે મૂક્યું છે !" ગમખાઉ વિચારમાંજ ઝોકું આવતાં વિરામાસનપર પડી ગયા !

ગૌરીના લગ્ન પછી બેત્રણ દિવસ બાદ વિદ્યારત્ન મહાશય ગામમાં ફરવા નીકળતાં રસ્તામાં એક ઓટલાપર પાંચ સાત યુવાન તેમજ વૃદ્ધનું મંડળ જામ્યું હતું, તેમાંના એકજણે પંડિતને ઇશારો કરી પાસે બોલાવ્યા. અને ગૌરીના લગ્નનો વિષય ઉપડયો. એક નૈષ્ઠિક, ક્રિયા કર્મકાંડી બ્રાહ્મણે નાક ચડાવી કહ્યું " આપ બહુદર્શી, શાસ્ત્રજ્ઞ પંડિત છો ! વયમાં પણ સારા અનુભવી છે–છતાં સ્ત્રીજાતિની આવા પ્રકારની સ્વતંત્રતાનું આપે સમર્થન કર્યું છે–એ કેવું વિચિત્ર ? આપને બોતેર વર્ષ તો થઇ જવા આવ્યાં, એટલે વધારે શું કહીએ ?"

" બરાબર છે? કિન્તુ તમારો સમાજ પણ અતિ વૃદ્ધ છે ?"

"આવું ને આવું ચાલે તો સમાજ કેટલો વખત ટકી શકે? આટલો વયોવૃદ્ધ કર્મવિહીન સમાજ ન પણ ટકે?"

આશ્ચર્ય! આ દેશના પ્રધાન પંડિત આપ છો!–આપનો આ કેવો મત!"

"સાંભળો, વૃદ્ધાવસ્થા, તેજની હાનિ, રોગનું આક્રમણ, નિયમનો અતિક્રમ પુષ્કળ થાય છે! બંગસમાજ અતિ વૃદ્ધ થયો છે બહુ રોગનું અગાર—એવો સમાજ વધુ ન જ ટકી શકે! ટકાવી રાખવાનું પ્રયોજન પણ કાંઇ દેખાતું નથી! આ વ્યવહાર ભાંગી જ પડવાનો છે. પછી તે જેટલો જલ્દી પડે તેટલો તેમાં લાભ!"

"સનાતન આર્યધર્મનો લોપ થશે એવી આપની ખાત્રી નથી?"

"બંગ–સમાજ પદ્ધતિ અને આર્યધર્મને તમે એક માનો છો? હું બોતેર વર્ષનો છું; તમે તો હજી બાલક છો!"

"જે કહેવું હોય તે કહો–કાંઇ સમજાતું નથી–કન્યા તેના વરની પસંદગી કરે એમાં સમાજનું મંગલ થશે એ રહસ્ય હું સમજતો નથી."

"મને પણ પ્રથમ સમજાતું નહોતું. ગૌરીના પવિત્ર મુખના તેજની જ્યોતિ જેટલા દિવસ નહોતી દેખી ત્યાં સુધી હું પણ સમજી શકતો નહતો! સેંકડો વિચાર વિવેચન કરતાં પ્રત્યક્ષ દૃષ્ટાંતને હું વધારે અગત્યનું સમજું છું! તે દિવસે ગૌરીની તેજોમય મુખશ્રી જોઇ હું સમજી ગયો કે બંગદેશના આ કન્યાદાન વ્યવહારનું નિરાકરણ કરવાને એ કન્યાની શક્તિજ યોગ્ય છે! કોઈપણ વક્તા કે સંસ્કારક ને એ સાધ્ય નથી!"

વિદ્યારત્ન સાથે તર્કમાં કોઇથી જીતાય તેમ ન હતું! કિન્તુ એ પ્રકારમાં તેમનું કોઇએ માન્યું નહિ! છેવટે સમય વધુ થઇ ગયો છે એમ કહી પંડીત મહાશયે ઉઠી રજા લીધી—અને શિવનાથના ઘર તરફ ચાલવા માંડયું. સ્હામેથીજ શંકર મળતાં તે અત્યંત આદરપૂર્વક તેમને ઘરમાં લઇ ગયો. શિવનાથે તુર્ત વિદ્યારત્નને નમસ્કાર કરી તેમના પદપ્રાંત આગળ બેસી હાથ જોડતાં કહ્યું "હવે મારે શું કરવું? ગુરૂ મહાશય?"

"કેમ? હવે શું ચિંતા છે?

"હું અન્નહીન દરિદ્ર, માથે મોટો કોથળો લઈ મા તથા ભાઈનું પોષણ કરૂં છું, એ રસ્તો છે!"

"કેમ? મુડી સર્વ નાશ પામી છે?"

"ના, તેમ નથી! હું રામચૌધરીનો જમાઇ થઈ હવે બારણે બારણે દાળનો કોથળો માથે મુકી ફરી શકું તેમ નથી!"

"કેમ ન થઇ શકે? તેં તો માન અભિમાન તુચ્છ ગણ્યું છે!"

"પોતાનું માન અભિમાન ત્યાગ કરી શકાય કિન્તુ મારી ખાતર એક માનનીય વ્યક્તિને નીચું ઘાલવાનું થાય તે સહન થઇ શકે એમ નથી!"

"વાત સાચી છે! ગામમાં તું હવે કોથળો લઈ ફેરી કરી શકે નહિ! પરંતુ રામબાબુ તને પાંચસો રૂપીઆ આપવા ઇચ્છે છે તે લઇ શહેરમાં જઇને વ્યાપાર ધંધો કરવો!"

"એ રૂપીઆ લેવા શું મારે લાજીમ છે?"

"એમાં શું અનુચિત?"

"હું પ્રતિજ્ઞાથી બંધાઈ ગયો છું કે લગ્ન કરીને એક પાઇ પણ લઇશ નહિ! તે ઉપરાંત સસરાનું અપ્રીતિભર્યું આદર મારાથી ગ્રહણ થઈ શકે નહિ! હું એમાં ઘણું નીચતાભર્યું કાર્ય માનું છુ"

"એવો દંભ પુરૂષોને ઉચિત નથી! વારૂ! પણ હું તને પચાસ રૂપીઆ આપું છું. હું ગરીબ બ્રાહ્મણ—મારી બીજી વધારે શક્તિ શી હોય? તથાપિ યથાશક્તિ હું તને સહાય કરીશ! આ પચાસ રૂપીઆ તું લઈ જઇ શહેરમાં જા અને પ્રયત્ન કર! તારી ઉન્નતિ થયા વિના રહેનાર નથી!"

શિવનાથનાં વિસ્તૃતનેત્ર વિશેષ વિસ્તૃત-સમુજ્વલ થયાં સહસા તેમાંથી અશ્રુબિન્દુ છૂટયાં! ઉલ્લાસ પામીને તરૂણ શિવનાથ ઉચ્ચ કંઠે બોલ્યો "ગુરૂદેવ! ત્યારે મને બીજો ભય નથી! પચાસ રૂપીઆ મળતાં હું પાંચ વર્ષમાં તો પચાસ હજારપેદા કરવાનું સાહસ ખેડી શકીશ; કેમકે મારી પ્રતિજ્ઞા પાલનમાં આપે મને અપૂર્વ આશ્રય આપ્યો છે! આપની ચણુરજ પર મને અસ્ખલિત શ્રદ્ધા છે!" એટલું કહી તેણે ભક્તિ વિહ્વલચિત્તે કૃતજ્ઞતાપૂર્વક વિદ્યારત્ન મહાશયની ચર્ણરજ માથે ચડાવી.

---

# પ્રકરણ ૧૨ મું.

## "શ્રેષ્ઠ સલાહકાર."

પ્રવાસમાં જતા પૂર્વે ગૌરીને એકવાર મળવાની શિવનાથને ઇચ્છા થઇ! લગનના દિવસ પછી ગૌરી–શિવનાથનો પરસ્પર મેળાપ થવા પામ્યો ન હતો! દર્શન પણ નહિતો વાતચિત તો ક્યાંથીજ થાય? રામબાબુએ વિધિપુરઃસર પોતાની કન્યા ગૌરી શિવનાથને સમર્પણ કરી છતાં લગ્ન પછી કન્યાને સાસરે વળાવવાની કાંઈ તજવીજ કરી નહિ! શિવનાથે પણ એ સંબંધમાં શું કે ચાં કાંઈ કર્યું નહિ! અતિ કઠોર બંધનમાંથી મુક્ત થયો હોય એમ શિવનાથ ચૌધરીને ઘેરથી ત્વરાયે જઇ માતાના ચરણમાં પડયો અને શ્વાસ લીધો! તેની માતાએ પણ આ કદી નહિ ધારેલી પુત્રવધુનું મુખ જોવાની પ્રબલ આકાંક્ષા તત્કાલ દબાવી રાખી. આજ દશ દિવસની અંદર ચૌધરી કુટુંબ સાથે તેની મુલાકાત સરખી થઇ શકી નહિ! કેવળ રામબાબુએ એક માણસ મોકલી કહાવ્યું હતું કે "મારી પાસેથી પાંચસો રૂપીઆ લઇને ક્યાંય પણ જમીન વેચાણ રાખી નોકરી ચાકરીની તજવિજ કરો અને સારો રોજગાર કરો!" શિવનાથે આને તદન અવજ્ઞા ભરી ભીક્ષા સમજી તેનો અસ્વીકાર કર્યો..

આજે શિવનાથે વિચાર કર્યો "ગૌરીને તેડાવવાનું આજે બાને કહું તો શું? કિન્તુ એ લોકો માતાને કટુ ભાષણ સંભળાવી પાલખી પાછી મોકલે તો? શંકરને મોકલી ગૌરીનો મનો-

ભાવ જાણી લીધો હોય તો? કિન્તુ ચૌધરીના ઘરનાં માણસો શંકરને દરિદ્ર ગણી તિરસ્કાર કરે તો બાલકના જીવને નાહક કલેશ થાય! હમણાં આપણે એનું શું કામ પડયું છે ગૌરી તે આખરે મારીજ ગૌરી છે! એક દિવસ તો મળશેજ! જયારે મળશે ત્યારે વાતચિત કરીશું! ગૌરી! તુંજ મને દેશાંતર કાઢે છે! તેં મને વરમાલા આરોપી છે! તો મારે તારા યોગ્ય બનવુંજ જોઇએ!"

શિવનાથ ગ્રામ છોડી શહેર તરફ ચાલ્યો, ભવાનીપ્રસાદ વિદ્યારત્ને તીર્થ ભ્રમણ કરી કાંઇક પૈસા ભેગા કર્યા હતા તેમાંથી એક સો રૂપીઆ શિવનાથને આપતાં તેણે વિસ્મય પામી કહ્યું "આપે તો પચાસ રૂપીઆ આપવાનું કહ્યું હતું અને આ તો સો છે!" વિદ્યારત્ને હસીને કહ્યું "પચાસ રૂપીઆમાં તું શું કરે? પચાસ રૂપીઆના પચાસ હજાર કરવાનું સાહસ કરવાનું કહે છે, તો સો રૂપીઆના લાખ થઇ શકશે!"

"મારાપર આપનો આટલો બધો સ્નેહ, ગુરૂદેવ?"

"તને હું ઉન્નતિના શિખર પર ચડેલો જોઇ સુખી થઇશ!"

"મારા પ્રત્યે આપના સ્નેહનો આ પક્ષપાત નથી, ગુરૂ?"

"શિવનાથ! મેં તને અનેક રોગીની પથારી આગળ શુશ્રુષા કરતો જોયો છે. અનેક મુડદાંને ખાંધે મુકી સ્મશાન લઇ જતાં જોયો છે. તારા મુખપર હું નિખાલસ હૃદયથી આનંદની છાયા જોઉં છું તેથી તારા પ્રત્યે મારા સ્નેહનો પક્ષપાત છે! મોહ નહિ! મારો તને આશીર્વાદ છે કે તને ધન, માન પ્રતિષ્ઠા અને સંપત્તિવાન જોયા પછી હું મૃત્યુ પામીશ."

શિવનાથે દાર્જીલિંગ શહેરમાં આવી પહોંચતાં એક નાનું સરખું મકાન ભાડે લઈ એક બોર્ડિંગ હાઉસ ખોલ્યું! તેમાં સારા આબરૂદાર દશ યુવકોને માસિક દશ રૂપીઆ પ્રમાણે લઈ જમાડવાનો બંદોબસ્ત કરવાનું માથે લીધું! સાથે એક મોદી-ખાનાની દુકાન ખોલી પોતાની મદદ માટે માત્ર એક બાલક રાખી લીધો. શિવનાથ જાતે બજારમાંથી વસ્તુઓ ખરીદી લાવતો જાતે રસોઈ કરતો, જાતે જ પિરસતો! તેની આવી નૈસર્ગિક સેવાથી બોર્ડિંગના ગૃહસ્થો થોડાજ દિવસમાં મુગ્ધ બની ગયા! શિવનાથે હિસાબ કરી જોયું તો પ્રથમ માસે તેને ત્રીસ રૂપીઆનો નફો થયો!

હવે શિવનાથે માતા તથા ભાઇને દૂર રાખવાનું દુરસ્ત ધાર્યું નહિ! તેની માતાપર તેણે એક પત્ર લખી જણાવ્યું કે "માતુશ્રી હું આપનાથી દૂર રહેતાં આપને કષ્ટ થાય છે—અને મને પણ એકલાં મુઝવણ થાય છે માટે આવતા અષાઢ માસમાં રથયાત્રાના દિવસે આપ અહીં આવવાની ગોઠવણ કરશો! ઘરનો બંદોબસ્ત કરવાનો હશે તે ગુરૂ વિદ્યારત્નજી કરી દેશે. વિશેષમાં ગૌરીને તેડવા મોકલશો. એ વિષયમાં ગુરૂદેવની અનુમતિ લઇ જે કરવું ઘટે તે કરશો!" પત્ર માતાને મળતાં તેણે વિદ્યારત્નજીને તે બતાવ્યો અને યોગ્ય વ્યવસ્થા કરવા કહ્યું, એટલે વિદ્યારત્ન મહાશય રામબાબુને ત્યાં ગયા અને જણાવ્યું "રામબાબુ! ગૌરીને તેની સાસુ સાથે તેના સ્વામીને ઘેર મોકલવી તે તમારૂં કર્તવ્ય છે! ગૌરી તમારી દૃષ્ટિથી દૂર થશે તો તમારા મનની

ગ્લાનિ પણ કમી થશે. આ બ્રહ્મ વાક્યપર શ્રદ્ધા રાખો—કે શ્યામા કરતાં ગૌરી અનેક દરજ્જે સુખી થશે!"

રામબાબુ વિદ્યારત્નની વાતને સંમત થતાં બોલ્યા "એક વાત જાણવા માગું છું, મહાશય!"

"વારૂ, પૂછો!"

"ગૌરી સ્વયંવરા થઇ છે; આપે પ્રત્યક્ષ તેનું સમર્થન કર્યું છે, હવે સર્વ કન્યાઓ તેજ પ્રમાણે ગૌરીના દૃષ્ટાંતનું અનુકરણ કરશે તો સમાજની શી અવસ્થા થશે?"

"ગૌરીનું દૃષ્ટાંત સહસા અનુકરણીય નથી! એ દૃષ્ટાંતનું અનુકરણ કરવાની શક્તિ કેટલી બંગાળી કન્યાઓમાં જન્મ પામે છે? હાલમાં કન્યાઓને વીસ વર્ષ પર્યંત અવિવાહિતા રાખવાનો પ્રથા જયારે સમાજમાં ચાલી રહ્યો છે ત્યારે મારા મત પ્રમાણે લગ્ન વિષયમાં સ્ત્રીઓને સ્વાતંત્ર્ય મળવું યોગ્ય છે? બંગ મહિલાઓ બી. એ. એમ. એ ની ડિગ્રીવાળા યુવકોની ગૃહિણી થવાનું ગૌરવ પ્રાપ્ત કરવા પ્રયાસ કરે, રસોઇઆ, નોકરની સેવામાં લુબ્ધ બની આળસુ દુર્બળ મગજની, બહુ કન્યાપ્રસવિની, રોગીષ્ટ સંતાનને જન્મ આપનારી થવાનો ત્યાગ કરે અને સબળ સ્વસ્થ શરીરના યુવકોને પસંદ કરી પોતાની સેવા અને પ્રીતિભર્યા ઉલ્લાસથી તેઓને કર્મમાર્ગમાં નિયુક્ત કરી શકે તો વર્તમાન સમયનો આ પતિત સમાજ કાંઇ પણ અંશે બચી શકે! શિક્ષિત યુવક આદર્શ શિક્ષણના પ્રભાવે પણ રૂપીઆ લીધા વિના પત્ની ગ્રહણ ન કરે એ સ્ત્રીસમાજની કેવી દારૂણ અવગણના? કુમારીઓ તે સમજી

જઇ જો તેજ શિક્ષિતવર્ગને અપમાનનો બદલો આપી શકે તો હું તેને સ્ત્રી જાતિના ગૌરવનો વિષય માનું છું! જે કન્યા પિતાની મિલ્કત સંભવિત ગૃહસ્થને આપી સોનારૂપાના મોહથી લચી જઇ સ્વામીનું મન મુગ્ધ કરી સ્વચ્છંદે તેની સેવામાં પ્રાણ પાથરે, શાસ્ત્ર તેને પતિભક્તિ પરાયણા સતી માની પ્રશંસા કરે છતાં તેને હું આત્મ સન્માનહીન અત્યંત લઘુ હ્રદયની માનું! પુરૂષનું પુરૂષત્વ તેવું નારીનું નારીત્વ પણ હોવું આવશ્યક છે! કિન્તુ આજકાલ નારીઓ કોટ પાટલૂન પહેરેલા ઓફિસર ગૃહસ્થની ગૃહિણી થવામાંજ નારીત્વનું પ્રધાન ઉપાદાન સમજી લે છે! હું એ શ્રમશીલા-મલીનવેષા, ગ્રામ્ય લલનામાં જેટલું નારીત્વ દેખું છું તેટલું વકીલ ઓફિસર, મુનસફ, ડેપ્યુટી વિગેરેની ગૃહિણીઓના મુખે જોઇ શકતો નથી! માતા-જનનીની જાતિ સ્ત્રી-તેજ દાસીત્વમાં પરિણત થઇ છે!”

“આ શું બોલો છો, મહાશય? આવા મહાન્ સ્માર્ત પંડિત થઇને આપનામતનું આટલું બધું પરિવર્તન?”

“હું શાસ્ત્રની માન્યતા સમજતો નથી! જે આત્માને સત્ય લાગે તેનું જ હું અનુકરણ કરૂં છું. ગૌરીના સ્વયંવરમાં મને સત્ય જણાયું છે! વિધાતાએ ગૌરીને અપરિમિત તેજ આપ્યું છે તે તેજને નિરર્થક ન જવા દેતાં ગૌરીએ સમાજનીતિનું એક સુધારક કૃત્ય કરી નાંખ્યું છે-ગૌરીએ મને કોઇક પરમ સત્યની છાયા દર્શાવી છે!”

“હાં, વારૂ! ગુરૂદેવ! આપે મને પ્રારંભમાં શું કરવાની આજ્ઞાકરી હતી?”

" કન્યાને તેના સ્વામીને ઘેર મોકલી આપો !"

" કાંઇ પૈસા, રૂપીઆ, દ્રવ્ય, સામગ્રી આપીનેકે ? શિવ[illegible] તો મારી પાસેથી પાંચસો રૂપીઆ લેવા ના પાડે છે !"

" દ્રવ્યની જરૂર નથી ! કન્યાને સહેજસાજ કાંઈક વસ્ત્ર ભૂષણ આપી મોકલો !"

" લૌકિકતા !"

" રીત પ્રમાણે કરો !"

" લોકો ગમે તેમ વાતો કરે છે અને કરશે તે ?"

" તેની દરકાર ન કરશો ! ગૌરી તમારા કુલને ઉજ્જ્વલ કરનારી કન્યા છે એ લક્ષમાંથી જવા ન દેશો !"

રામબાબુ ભવાનીપ્રસાદ પંડિત મહાશયની અવજ્ઞા કરી શકયા નહિ ! તેમના જ આ દેશને માન આપી કન્યાને શિવનાથની ઝુંપડીમાં વળાવવાની તેમણે વ્યવસ્થા કરવા સંકલ્પ કર્યો !



---

## પ્રકરણ ૧૩ મું.

### પત્ર અને ઉત્તર.

ગૌરીના રહસ્યમય પત્ર પછી તેના તરફથી શ્યામાને બીજો પત્ર મળ્યો નહતો; એટલું જ નહિ પણ આ બે માસમાં પિતા માતા તરફથી ગૌરીના કિંવા ઘરના કાંઇપણ સમાચાર તેને મળ્યા ન હતા! ચિંતાથી વ્યાકુલ થઇ શ્યામાએ પિયરમાં પોતાની એક બાલ સખી રહેતી હતી તેને પત્ર લખી પૂછાવતાં ગૌરીના અભિનવ વિવાહ પ્રસંગના સમાચારથી તે વાકેફ થઇ! તે સખીએ પણ એ પ્રસંગમાં ઇચ્છાનુસાર મીઠું મરચું ભભરાવીને શ્યામાને હકિકત લખતાં જણાવેલું કે "એટલાજ કારણથી લોકલજ્જા અને માનભંગ થતાં રામબાબુ મૃતપ્રાય દશામાં આવી ગયા છે એટલે ક્યાંયે પત્ર લખવાની તેમને શી સૂઝ પડે—ઇત્યાદિ"

આથી શ્યામાએ બહુજ દુઃખી હૃદયે તીવ્ર રોષભર્યો એક પત્ર ગૌરીને લખ્યો અને તે ગૌરી સાસરે જવાના આગલા દિવસે જ તેને મળતાં તેનો આ પ્રમાણે તેણે ઉત્તર લખી દીધોઃ—

"પુજ્ય મોટી બ્હેન,

આપનો તીવ્ર તિરસ્કારભર્યો પત્ર મળતાં અંતરમાં વિશેષ વેદનાનો અનુભવ કરવા જેવું થયું નથી! હું આજકાલ જે દિશા તરફ નજર કરૂં છું તે દિશાએ તિરસ્કાર, ફિટકાર, ઉપહાસ, અને આંખ ઇસારા જ જેયાં કરૂં છું! કિન્તુ નારાયણની

કૃપાથી એ સર્વ બાબતો મારા માનસિક આનંદને સ્પર્શ કરી મલિન કરી શકતી નથી! આપ લખો છો કે "મેં લોક હસાવ્યા છે, કુળને કલંક લગાડયું છે" કિન્તુ તે હું સમજી શકતી નથી! હા! આપણા શિરપર સમાજનો ઉપાલંભ, સ્વજનનો તિરસ્કાર, માતાપિતાની અપ્રસન્નતા, આપના સમાન સ્નેહાળ ભગિનીનો તીવ્ર અનાદર અભિશાપ મેં વહોરી લીધો છે કિન્તુ કલંકરહિત પિતૃકુલ ઉપર બિન્દુમાત્ર ડાઘ લગાડયો હોય એમ મારૂં હૃદય કબુલ કરી શકતું નથી! મારૂં સ્વસુર કુલ સમાજમાં કોઈ પણ રીતે નિન્દનીય નથી! નંદગુરૂના પુત્રના રૂપથી હું પ્રેમમાં ફસાઇ પડી એમ કહી મને આપ ઉપાલંભ આપો છો પણ આપ કેમ ભૂલી જાવ છો આપણા તે ગુરૂમહાશયનું ગૌરવ? તેવા નિષ્ઠા-વાન તેજસ્વી સ્વાધીન હૃદયી, સ્નેહશીલ પુરૂષો જીવનમાં એવા કેટલા દેખ્યા છે! તે દશ રૂપીઆ પગારના પંડિત મહાશયને કદી પણ કોઈ ધનવાનની ખુશામત કરતાં આપે જોયા છે કે? સંસારમાં સેંકડો વસ્તુઓની તંગી પડવા છતાં પણ સ્વમાનમાં તેમને કદીપણ નિરાશ કે આનંદરહિત જોયા છે? આપણે જ્યારે તેમની પાઠશાળામાં ભણતાં હતાં ત્યારે મને તે "ખુકીમા" કહી બોલાવતા! આવા મધુમય સ્નેહનું આવ્હાન કયાંય પણ સાંભળ્યું છે? કોઇ ગૃહસ્થના એક મુકદમામાં તેમને પાંચસો રૂપીઆ સ્વીકાર કરીને ખોટી સાક્ષી પુરવાની ભલામણ થતાં તેમણે કેટલી તેજસ્વિતાથી તેની ઉપેક્ષા કરી હતી તે આપને સ્મરણમાં નથી? મને તો લાગે છે કે ગામના બીજા અનેક ધનસંપત્તિ-વાળાઓની હવેલીઓ મારા સસરાની ક્ષુદ્ર પર્ણકુટી કરતાં બહુ અલ્પ છે! તે ઉપરાંત મારા સ્વામીની વાત! બહુ દુઃખી થાઉ છું બ્હેન—આપ મારાં બ્હેન પરંતુ સ્વામીની આદરિણી હિંદુ નારી થઇ મારા આગળ

આ પ્રમાણે મારા સ્વામીની નિંદા કરો છો! સાક્ષાત્ દેવી પાર્વતી પણ પોતાના પતિ શંકર ભગવાનની નિન્દા સહન કરી શક્યાં ન હતાં-ખરેખર હું રૂપપર મોહ પામી નથી. ગુણ પર મુગ્ધ થઈ છું. હું ચોક્કસ સમજુ છું કે મારા સ્વામીનું હૃદય ઉચ્ચ, પ્રાણ પણ ઉચ્ચ અને દેહમણિ પણ ઉચ્ચ છે! તેમને જે નીચ કહે તેઓ દેવતાને નીચ કહે તેના સમાન છે! અહીંયાં પ્રશ્ન એમ થાય છે કે મેં એમ કેમ કર્યું? આપ તો જાણો છો કે ઓગણીશ વર્ષ સુધી કુમારી રહી દુષ્ટ પ્રવૃત્તિવશાત્ રૂપ દેખી હું મોહી પડી છું કિન્તુ કેમ જાણ્યું કે મેં એમ કર્યું હશે? આજ પાંચ વર્ષથી પિતાને ઘેર આપે પગલું મુક્યું નથી-આપને તે શી રીતે સમજાય? આ ત્રણ ચાર વર્ષથી પિતાનું ચિતાતુર મુખ, તેમની આહારવિહારમાં અરૂચિ, નિદ્રાનો અભાવ, મર્માન્તિક દીર્ઘ નિશ્વાસ, માતાનો ખેદ, વિલાપ, નિરાશા ઇત્યાદિ પ્રકારને આપે જોયા હોય તો તે સમજીને આપ પૂછો નહિ કે મેં આમ કેમ કર્યું? પિતા માલ મિલકત વેચી સાટીને મારૂં લગ્ન કરવાનો ઉદ્યોગ કરી રહ્યા હતા આપના લગ્ન વખતથી જાગીર ગીરો પડેલી છે. હવે બીજી વસ્તુઓ વેચી ફના મુકામ કરી વૃદ્ધ પિતા બે બાલક પુત્ર અને પત્નીને લઈ ખુલ્લા રસ્તાપર ભીખારી બની ઉભા રહેવા સંકલ્પ કરે છે તે જોઇ હું ઘેલી બની! આપે વર્તમાન પત્રોમાં વાંચ્યું હશે કે આવી અવસ્થામાં અનેક હતભાગિનીઓ આત્મહત્યા કરે છે! મારા મનમાં પણ તે ઉપાય સુઝી આવ્યો કિન્તુ એ પ્રથા કાયરતાનો હોઈ મને કાંઈ પ્રશસ્ય લાગ્યો નહિ! રૂપીઆ, સોનું, રૂપુ લીધા વિના પુરૂષ સ્ત્રીનું દાસત્વ પણ સ્વીકાર ન કરે? તેજ દુઃખે આ ઉપાયથી સમસ્ત આશા, શ્રદ્ધાનું નારી જીવન અગ્નિમાં

પડી કિંવા વિષપાત કરી વિસર્જન કરવું? છટ ! નારીની ગૌરવ પ્રતિષ્ઠાનો માર્ગ હું શોધવા યત્ન કર્યોજ કરતી હતી એવામાં સ્વર્ગીય ગુરૂ મહાશયના પુત્રનું ગૌરવ મારી નજરે પડ્યું ! ગુરૂ વિદ્યારત્ન મહાશયને તત્કાલ બોલાવી તેમની સાથે લગ્ન વિષયમાં મીમાંસા કરી; પિતા માતાની અનુમતિ લઈ શકાય તેમ ન હતું કિન્તુ દેવ બ્રાહ્મણની સંનિધિમાં લગ્ન ક્રિયા કરવાનીજ શાસ્રોક્ત વિધિ છે તે આધારે કુલ પુરોહિત પંડિત મહાશયની ચર્ણ રજ લઈ તેમની સમક્ષ પતિની પસંદગી કરી ! એમાં લોકોને હસવું હોય તો ભલે હસે ! હું તો આપના હૃદયમાં હજીયે પ્રતિષ્ઠિતજ રહી છું !

આપના વકિલબાબુ આગળ મારી વાત જણાતાં તેમને બહુ ટીખળ પડ્યું હશે તે હું સમજી શકું છું ! તેમને મારા પ્રણામ પુરઃસર કહેશો કે પિતાની જણસભાવ વેચાવીને અગાઉથી રૂપીઆ આપી ડિગ્રી મેળવેલા સ્વામીની ફેશનેબલ મોજમજા ખરીદવાનું હું ઇચ્છતી નથી ! જેથી એક દરિદ્રની ગૃહલક્ષ્મી બનવાને જાઉં છું ! હું છાતી ઠોકીને કહું છું કે મારા ગરીબ ગૃહસ્થાશ્રમમાં અભાવ, કે અસંતોષની છાયા સરખી પણ હું પડવા દેનાર નથી !

બહેન ! કાલે હું સાસરે જઇશ. આપના આવડા મોટા પત્રમાં પણ બહેન, આ ભગિનીના પતિ પ્રત્યે એક ન્હાના સરખા આશીર્વાદની વાત સરખી લખ્યા વિના આપ કેમ રહી શક્યાં એ સમજી શકાતું નથી ! હું ઇચ્છી રહી છું—આપ આશીર્વાદ આપજો કે હું નિરંતર સુખી થાઉં ! આપની બંને કન્યાઓને મારા શુભાશીર્વાદ—મારા પ્રણામ આપ સ્વીકારશો.

લી. આપની પ્રેમવંચિત ભગિની
**ગૌરી.**

---

# પ્રકરણ ૧૪ મું.

## ગોરી સાસરવાસે.

આષાઢ માસ ચાલતો હતો. વાદળાં પુષ્કળ થતાં હતાં! શિવનાથ પોતાના કુટુંબને તેડવા આજે ઘેર આવ્યો હતો. રથયાત્રાના શુભ દિવસે ગોરીની પાલખી તેના સ્વામીની ઝુંપડી આગળ આવી ખડી થઈ! અગાઉથીજ પાડોશમાંથી પાંચ સાત બૈરીઓ ત્યાં એકત્ર થઈ હતી. તેમણે જયજયકાર કરી મુક્યો હતો. સાસુ સ્હામે આવી વહુનો હાથ પકડી તેને ઘરમાં તેડી લાવ્યાં. સર્વ સ્ત્રી મંડળ જે ગીતો ગાવાને આવ્યું હતું તે ગામનુંજ હોઈ ગોરીને ઓળખતું હતું! તરલા ગોરીનો ઘુમટો એંચતાં હસીને બોલી "સ્વયંવરા વહુને હવે ઘુમટો શો?" ગોરીની આનાકાની છતાં સર્વ ઘુમટો આઘો ખસેડી તેનું મોં જોવા લાગ્યાં. સાસુના ચરણમાં ભક્તિપૂરઃસર મારા આત્માને નિવેદન કરી પ્રણામ કરીશ એવો સંકલ્પ કરી ગોરી આવી હતી; કિન્તુ આટલી વાર સુધી તે એ વાત વિસરી ગઇ! અચાનક તે યાદ આવતાં ગોરીએ સાસુને પાયે પડી પ્રણામ કર્યા. તેજ સમયે શંકરે આવી તેની મોટી ભાભીના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું. આટલો વખત થયાં તે દૂર ઉભો ઉભો અવસર શોધ્યા કરતો હતો. તેને પાસે બેસાડી તેના મુખ તરફ જોઇને ગોરી કાંઇક કહેવા જતી હતી પણ કાંઇ બોલાયું નહિ! એટલે શંકરે કહ્યું "તે દિવસે કેવી શરમાવા જેવી વાત થઇ,

મોટી ભાભી!" ગૌરી શંકરની હડપચીએ અંગુલિનો આઘાત કરતાં કિંચિત્ માત્ર હસી! તેજ વખતે ભવાનીપ્રસાદ વિદ્યારત્ન ત્યાં આવી ઉપસ્થિત થયા. અને દશ બાર બાલિકાઓ અને યુવતીઓ નવવધુના શુભાગમન અર્થે મંગલાચરણ ગાઇને આનંદોત્સવ કરી રહી હતી ત્યાં આવી આસન લીધું! સર્વ જણે તેમના ચર્ણની રજ લઈ પ્રણામ કર્યા! ગૌરીએ પણ સ્મિતવદને પોતાનું શિર ઝુકાવ્યું; કિન્તુ કોણ જાણે કેમ કોઇને સહજ પણ સંકોચ થયો હોય એમ અનુમાન થયું નહિ! સત્યાર્થ રીતે વિદ્યારત્ન ઠાકુર આગળ ગામનું કોઈપણ માણસ લેશ માત્ર સંકોચ રાખતું નહિ! તેઓ નાનાં મોટાં સ્ત્રી પુરૂષ સર્વની સાથે એવા પ્રકારનો ભાવ રાખતા હતા કે સર્વ તેમને પોતાના સ્વજન તરીકેજ માની લેતા. સંકોચ કે લૌકિકતા પ્રદર્શિત કરવાની કોઇને આવશ્યક્તા જણાતી નહિ! ઉલટું સ્ત્રીઓ તેમને જોતાં વધુ ઉત્સાહમાં આવી ગઇ! શિવનાથની માતાએ હાથ જોડીને કહ્યું "ઠાકુર મહાશય! આપનો આશીર્વાદજ મારા શિવુને એક આશ્રય રૂપ—ભરૂસા રૂપ છે!"

ભવાનીપ્રસાદ હાસ્યમધુર અને ગંભીર તેજસ્વી કંઠે બોલ્યા "તથાસ્તુ, ઠીક, ઠીક—મારા આશીર્વાદથી તમારો શિવુ સુખી થશે! શંકર! તારા ભાઇને બોલાવ અને હુક્કો પણ ભરી લાવજે!" શંકર શિવનાથને બોલાવી લાવ્યો. શિવનાથે હુક્કો ઠાકુર મહાશયના હાથમાં આપતાં પ્રણામ કર્યાં અને પદધુલિ લઇ ઉભો રહ્યો! વિદ્યારત્ન ઠાકુર હુક્કો ગગડાવતાં બોલ્યા "શિવુ, આવી સુંદર કન્યા પરણવાનો પ્રયત્ન તેં ઠીક ચલાવ્યો?"

શિવનાથે મૃદુ હસતાં નીચું મસ્તક કરી જણાવ્યું "ઠાકુર મહાશયનો આશીર્વાદ !"

"વારૂ, ત્યારે, તારે હવે જવું હોય તો જા ! મારે તારી સહધર્મિણી સાથે વાર્તાલાપ કરવો છે !"

શિવનાથ સલજ્જ નેત્રે ચાલ્યો ગયો. વિદ્યારત્ને ગૌરીને બોલાવી એટલે લજ્જાથી સંકોચ પામતાં તેણે આવી ઠાકુર મહાશયને પ્રણામ કર્યા-ભવાનીપ્રસાદે તેનો હાથ પકડી પોતાની પાસે બેસાડી અને મધુર વ્યંગમાં બોલ્યા "દેશમાં જેમ સ્વયંવરપ્રથા પુનઃ ચાલુ થયો તેમ વૃદ્ધાવસ્થાનાં ગયેલાં વર્ષ પુનઃ પાછાં આવે તો ?"

ગૌરીનું અવનત મસ્તિષ્ક તેથી પણ વધુ નીચું થયું-પરંતુ અન્ય સ્ત્રીઓ બોલી ઉઠી "તેમ થાય તો શું ખોટું ? દાદાજી !"

"શું ખોટું ? નરમ ખાંખાના માંદા જેવા બુઢ્ઢાઓને કોઈ પૂછતું નહોતું તે પોતાની પસંદગી કરી કરીને સુંદરીઓની માળાઓ ગળામાં પાછા પહેરતા થઈ જાય !" વિદ્યારત્ને મૂછમાં હસતાં હસતાં સુંદરી સમાજને ઉત્તર આપ્યો. તે સાંભળી મોટી હસાહસ થઇ રહી ! વિદ્યારત્ને પાછું હસતાં કહ્યું "આ છોકરીઓ કાંઈ કામની નહિ ! વર કન્યા પરણીને આવ્યાં છે તે કોઇ દીલ ખોલીને હસી શકતી પણ નથી ! જ્યાં બાળાઓ આટલી બધી જડ હોય ત્યાં હાસ્યવિનોદનાં ટિખળ કરેલાં નાહક પાણીના રેલામાં તણાઇ જાય છે."

આ વખતે સર્વ અટ્ટહાસ્ય કરી ઉઠયાં! આમ વૃદ્ધ ભવાનીપ્રસાદ રમણીગણુની સાથે ઉત્સવના કાર્યક્રમમાં જોડાઇ સર્વના આનંદમાં વધારો કરતા હતા! શિવનાથની માતાએ પોતાની સ્થિતિ અનુસાર સર્વને ભોજન કરાવ્યું–ભવાનીપ્રસાદે ત્યાં પણ પાછો ઉપદેશ કર્યો! છેવટે ગૌરીને બોલાવીને તેમણે કહ્યું "બહેન! રૂપ, ગુણ, અને તેજસ્વિતામાં તારી નારી શક્તિ દુર્જય્ય છે! અત્યંત મહાન પુરૂષ–સિંહ પણ એ શક્તિ આગળ મૃગવત પગ નીચા કરી પડી જાય! પુરૂષને વશ કરવામાં નારીના ગૌરવનો વિષય બેશક ખરો કિન્તુ પુરૂષ જો તેની સમસ્ત શક્તિ જડવત કરી નારીના ચરણમાં પરવશતાથી ફસાઈ પડે તો તે કલંક પુરૂષને નહિ પણ નારીનેજ છે! નારીનું કર્તવ્ય પુરૂષને પ્રીતિની ઉત્તેજનાથી કર્મ–સાગરમાં મોકલી તીર આગળ પ્રીતિનો દીપક ધરી ઉભા રહેવામાંજ છે! પુરૂષે કર્મ સાગરમાં તેજ દીપકના પ્રકાશથી દિશાનો નિર્ણય કરી ચાલવું, ભટકવું નહિ, ડુબવું નહિ પરંતુ વાંછિત રત્ન લઇ પાછા આવવું એજ કર્તવ્ય છે! અને જો તે રસના કૂપથી ભોળવાઈ તેના કંઠે વળગી હસી ખેલી તરલ તરંગમાં લીલા મગ્ન થવામાં વ્યગ્ર થાય તો તે રમતી વખતે ધૂળનાં બનાવેલાં ઘરોની માફક બે ચાર દિવસ બહુ મિષ્ટ લાગે કિન્તુ દુર્યોગે લાંબો વખત ટકી શકે નહિ! કહે, શું કરવા ઇચ્છે છે, બહેન ગૌરી!"

ગૌરી અવનત મસ્તકે બોલી "જેવો આપનો આશીર્વાદ!" હસીને ભવાનીપ્રસાદ બોલ્યા "જા, ત્યારે!" એટલું કહી પુનઃ બૂમ પાડી "શિવુ આમ આવ્ય તો!" ગૌરી અંદર ગઇ!

શિવનાથ હાજર થયો એટલે ભવાનીપ્રસાદે કહ્યું "પરિવારસહ મુંબઈવાસી થવા જાય છે! બે ચાર વર્ષમાં દાળભાત રોટલી સુખે ખાઇ શકીશ એમ તો હું માનું છું! કે એથી કાંઈ વિશેષ મનોરથ ધાર્યો છે?"

શિવનાથે ઉન્નત મસ્તકે કિન્તુ વિનયપૂર્વક મૃદુ કંઠે કહ્યું "આપના આશીર્વાદથી એ કરતાં પણ વધુ મોટી આશા હું તો રાખું છું! નહિ તો કેવળ દાળભાત રોટલીને ખાતર ગામ-વતન છોડી પારકા પરદેશ કોણ જાય? માટે આશીર્વાદ આપો કે શિવનાથ આવી દરિદ્રાવસ્થામાં તું અધિક વખત નહિ રહે!"

ભવાનીપ્રસાદનું મુખ મંડળ બહુ પ્રફુલ્લ થયું. તેમણે આનંદથી સંપૂર્ણ સ્નેહપૂર્વક કહ્યું, 'તથાસ્તુ! ભાઇ શિવુ! હું જોવાને ઇચ્છું છું કે મારો કંગાલ શિવુ સહસ્રાવધિ કંગાલને અન્ન વસ્ત્ર આપવા શક્તિમાન થાવ! તારા સર્વ મનોરથ પૂર્ણ થાવ!"

# પ્રકરણ ૧૫ મું.

## "ઉદયનો આરંભ."

નાની મોદીખાનાની દુકાનથી તેમજ કેટલાક ઓફીસરવર્ગના ભોજનની વ્યવસ્થાને લીધે પુષ્કળ અનાજનો ઉપાડ થતો હતો તેથી શિવનાથના દિવસો સારા જતા હતા ! ગૌરીએ જાતે હવે બોર્ડિંગમાં રસોઇનો ભાર માથે લીધો હતો. ઇતર કામકાજ શિવનાથ જાતે કરતો હતો. માત્ર એક બાલક નોકર રાખ્યો હતો.

છ માસની અંદર શિવનાથે ભવાનીપ્રસાદનું દેવું પતાવી દીધું. હવે શિવનાથ રૂણમુક્ત થતાં સ્વતંત્ર થયો ! માતાના સ્નેહમાં અને પત્નીની પ્રીતીમય સેવામાં તે સ્વર્ગીય સુખનો આનંદ ભોગવતો હતો.

કિન્તુ વિશુદ્ધ આનંદ સંસારમાં ચિરસ્થાયી રહેતો નથી ! શિવનાથ અને ગૌરી ઉભય કીશોર કીશોરી હોઈ સંસારને કેવળ આનંદના સલાહ સમ માનતાં હતાં ! એવામાં સહસા એક અત્યંત દુઃખમય પ્રકાર બન્યો જેથી સર્વ અવળું ઉલટું થઇ ગયું ! શિવનાથની માતાએ ત્રણ દિવસના જ્વરથી પીડાતાં દેહ ત્યાગ કર્યો ! કેવું મોટુ નિર્ભયતાનું સ્થળ–કેવડું મોટું અવલંબન સ્થાન શિવનાથનું ભાંગી પડયું ! શિવનાથ આકુળ વ્યાકુળ થઇ ગયો ! ગૌરી પણ સંસારમાં અતિ નિરાધાર અને સહાય રહિત થઈ પડી ! કિન્તુ સાસુના શોકમાં રોઇ કકળી હ્રદયનો ભાર ઓછો કરવાનો અવકાશ ગૌરીને અધિક મળ્યો નહિ. માતૃહીન

બાલક શંકરનું સાંત્વન તેને કરવું પડયું ! સ્મશાનથી પાછા ફરતાં શંકરે મોટી ભાભીનો આશ્રય લીધો અને ગૌરીએ તે સ્નેહ બંધન તરછોડી ન શકતાં હૃદયનો સંપૂર્ણ સ્નેહ વરસાવી શંકરને છાતી સરસો ચાંપી દીધો. તેનાં શોકાશ્રુ લુછતાં પોતાના હૃદયનો ભાર પણ સહસા નરમ પડી ગયો ! માતાની ઉત્તર ક્રિયા પરવારી શિવનાથે પાછું પોતાના કામકાજમાં લક્ષ આપવા માંડયું. કિન્તુ તેનો ઉત્સાહ-ઉદ્યોગ અર્ધો થઈ ગયો. ગૌરીના લક્ષમાં આ વાત આવ્યા વિના ન રહી ! એક દિવસ તેણે કહ્યું " શંકર બાલક છતાં માજીને ભૂલી શકયો અને આપ આટલા વખત થવા છતાં વિસરી શકતા નથી ? કોઇની માતા કોઇ ચિરકાલ ટકી રહી છે કે ? " કાંઇક હસીને શિવનાથે ઉત્તર આપ્યો " શંકર સ્નેહનો કંગાલ છે-એટલે માતાનો સ્નેહ વિસરી મોટી ભાભીનું તેણે શરણ લીધું છે ! તેથી તેને સ્નેહની પ્રાપ્તિ થઇ છે ! અને હું જેનો કંગાલ હુ તે બાબત માતાના અભાવે મેળવવાનો માર્ગ મારે મુશ્કેલ રોકાઈ ગયો છે ! મારી ભાવના, મારી કલ્પના સર્વ ઉલટી થઇ ગઇ છે ! "

ગૌરી સ્વામીના કહેવાનો અર્થ સમજી શકી નહિ પણ જીજ્ઞાસુ નેત્રે તેના મુખ તરફ જોઇ રહી ! શિવનાથે જણાવ્યું " ગૌરી ! હું દાળની ફેરી કરી માતા તથા ભાઇનું પોષણ કરતો હતો. હું તેટલાથીજ સંતુષ્ટ હતો ! ત્યાર પછી તું મોટા ઘરની કન્યા આવી-તેંજ મારા કાર્યક્રમનું પરિવર્તન કરી નાંખ્યું છે ! તેથી હું ફેરીવાળાના ધંધાથી તૃપ્ત થઇ શકનાર નથી. મારી મહત્વાકાંક્ષા બહુ ઉચ્ચ બની ગઈ છે ! તેજ મહત્વાકાંક્ષા સાથે

હું વતન છોડી આ શહેરમાં આવ્યો છું. અહીંયાં બોર્ડિંગમાંથી તેમજ અનાજ, તેલ, ઘી વગેરે વેચતાં માસિક પચાસ સાઠ રૂપીઆ મેળવું છું કિન્તુ મારી જે મહત્વાકાંક્ષા-તે સંબંધમાં કાંઇજ બનતું નથી !"

"નાથ ! આપની શી મહત્વાકાંક્ષા છે ?"

"મારી મહત્વાકાંક્ષા ? કેવી મહાન ! તું સાંભળીશ ! સાંભળ ત્યારે, મારે તો લક્ષાધિપતિ થવું છે ! લક્ષ્મીને મારી કરવી છે !"

"એ તો ધનલિપ્સા—?

"એ ધનલિપ્સા સારી નથી એમ તું કહે છે ? હું તેમ સમજતો નથી ! હું લક્ષ્મીનો ઉપાસક છું લક્ષ્મી વિના જગતમાં બીજી કોઈ વસ્તુની હમણાં મને ઈચ્છા નથી ! તું મારી સ્વયં-વરા પત્ની—તારી પ્રીતી, સ્નેહભાવનાની સીમા નથી—તું અનુપમ રૂપવતી છે—છતાં પણ લક્ષ્મીને હું હમણાં વધુ મહત્વ આપું છું ! એ લક્ષ્મીના અનુરાગી થવાનું તેંજ મને શિખવ્યું છે !"

"મેં ?"

"હા ! તેંજ; તું જે વખતે મને વરમાળા પહેરાવી બેશુદ્ધ થઇ પડી ગઇ તે વખતે તારા પિતા ક્રોધથી લાલચોળ થઇ જઈ મને કહેતા હતા " શિવુ, તારી આટલી બધી ધૃષ્ટતા !" હું નિષ્કલંક કુલીન જાત—છતાં ધનરહિત હોવાને લીધે તારા પાણિ ગ્રહણને વાસ્તે મારી ધૃષ્ટતા ગણાઇ ! વળી તેં કુલાભિમાન અને લજ્જાની ઉપેક્ષા કરી મને પસંદ કર્યો છે તો મારે દેખાડી આપવું જોઇયે કે હું તને યોગ્ય છું !"

"આપની અયોગ્યતા કાંઈજ જણાતી નથી ! આપને ઘેર આવી મને અન્ન વસ્ત્રનું કાંઈ કષ્ટ નથી !"

ગૌરી ! તું પ્રીતિ મુગ્ધ સરલા છે ! તું તૃપ્તિ પામી શકે છે ! પરંતુ હું એટલાથી તૃપ્તિ પામતો નથી, હું ધન ચાહું છું, મારા સમસ્ત સ્વજન, બંધુ બાંધવોના દુઃખ દૂર કરી શકાય એટલા ધનની હું ઇચ્છા કરૂં છું ! મારા ગામના પડોશીઓને અત્યંત તંગી અને આપત્તિમાં સબડતા હું જોઉં છું તેમનાં કષ્ટ નિવારણ કરી શકાય એટલું ધન મારે મેળવવું છે !"

"આપની જો એવીજ કલ્પના હશે તો ભગવાન તે સિદ્ધ કરશે !"

"॥ યાદૃશી ભાવના યસ્ય સિદ્ધિ ર્ભવતિ તાદૃશી ॥"

"હું ભગવાનની દયાપર અવલંબન કરી સ્થિર રહી શકતો નથી, વિશેષમાં માતાના મૃત્યુ પૂર્વે એક પારસી ગૃહસ્થ સાથે એક બાબત વિષે મારે વાતચીત થઈ હતી ! સહસા માતાનો કાળ થતાં તે નષ્ટપ્રાય થઈ ગઈ !"

"વ્હાલા ! દૈવેચ્છા આગળ મનુષ્યની શી સત્તા ચાલી શકે તેમ છે !

"રહેવા દે એ દૈવને ! એ તો આળસુ લોકોનો પોતાના આત્માને છેતરવાનો રસ્તો માત્ર છે !"

"વારૂ, તો આપની શું ઇચ્છા છે ?"

"મારી ઇચ્છા શું સાંભળવી છે ? વર્ત્તમાન સમયમાં યુરોપની અંદર ઘોર રણસંગ્રામ જાગ્યો છે ! એ યુદ્ધ વધીને પશ્ચિમ ખંડ પર્યંત પહોંચ્યુ છે ! આપણો રાજા આપણને રણક્ષેત્રમાં આહ્વાન કરે છે ! એ સુયોગ જો ગ્રહણ કરીએ તો ધન ઉપાર્જન

થઇ શકે એમાં સંદેહ નથી ! એ પારસી ગૃહસ્થ સાથે મારે પરિચય થતાં તેની સાથે મારૂં નક્કી થયું છે. તે પૈસા આપશે.

હું અનાજની વખાર લઇ મેસોપોટેમીયાના રણક્ષેત્રમાં ઉપસ્થિત થઇશ ! આ વ્યાપારમાં પુષ્કળ લાભની આશા છે ! પારસી ગૃહસ્થ નફાનો નીમે ભાગ મને આપવા કબુલ થયા છે !"

"પ્રિય નાથ ! યુદ્ધક્ષેત્રમાં એ પ્રમાણે વખાર લઇ જતાં ગોળી–ગોળાનો ભય નહિ રહે ?"

"તે વાત ખરી ! પરંતુ તને મેં સત્ય વાત કહી દીધી છે કે સંસારમાં સર્વના કરતાં હું પૈસાને વધારે ચાહું છું. અને એજ પૈસાને ખાતર હું ગોળા–ગોળીની સન્મુખ જતાં લેશ માત્ર બ્હીતો નથી ! પૈસા સંપાદન કરી પાત્ર બનવું એ મારૂં જીવન વ્રત છે ! જીવવું તો મનુંષ્યની માફક જીવવું; ઉચ્ચ વૃત્તિ છોડી સર્વદા તંગીમાં રહી પૈસા કમાવાની કલ્પના માત્રજ કરીને જીવવું હું ઇચ્છતો નથી ! કેમકે **साहसे श्रीः प्रतिवसति** એ સૂત્ર સર્વમાન્ય છે ! મારૂં વર્તમાન જીવનનું લક્ષ્ય એક ધન ઉપાર્જન નહિ તો જીવન વિસર્જન છે ! એજ મારો મુદ્રાલેખ છે !"

શિવનાથનું સુંદર વદન કઠોર દ્રઢતાથી સ્થિર થતાં ભાવયુક્ત અને ઉજ્જવળ બન્યું ! તેના ચહેરાપર આમ ફેરફાર થયેલો જોઈ ગૌરી ચમકી ઉઠી ! આવી અસ્વાભાવિક જ્યોતિ તેણે સ્વામીના નયનમાં કદી પણ જોઇ નહોતી ! ગૌરીને બોલતાં ભય લાગ્યો. તે વિસ્મયતાથી સ્વામીના મુખ તરફ કેવળ જોઈજ રહી !

શિવનાથે પાછું કહેવા માંડયું "માતા જો જીવતી હોત તો મને તેમની પાસે રાખી હું ચાલ્યો જાત ? હવે તારા સરખી તરૂણ યુવતીને એકલી કયાં રાખી જવી એ એક ચિંતા છે ? વળી આ મારો ક્ષુદ્ર રોજગાર ભાંગી પડતાં તારી અન્નવસ્ત્રની

બીજી ચિંતાથી કાર્યક્ષેત્રમાં પાછા પડાય છે. એ એક અશાંતિ !"

શિવનાથનો કંઠસ્વર આ વખતે અત્યંત કોમળ થતાં ગૌરીએ સ્વસ્થ થઇ જણાવ્યું "તેની ચિંતા આપ કરશો નહિ ! નાથ ! હું શંકરને લઈ અહીંયાં રહેતાં કાંઈ પણ ભય પામનાર નથી ! અહીંયાં જે બધા ભિન્ન ભિન્ન માણસો છે તેમનાં સહાયતાથી આપણો રોજગાર ચાલુ રાખી શકીશ એ સાહસ હું જરૂર ખેડીશ !"

શિવનાથ બેઠો હતો તે ઉઠીને ઉભો થઇ ગયો ! બહુ ઉત્સાહથી ગૌરીનો હાથ પકડી તે બોલ્યો " શું કહે છે ? એમ બની શકશે ? ગૌરી ! આ એકલા અજાણ્યા સ્થળમાં રહી સર્વ તરફ સદ્ભાવ રાખી સર્વનાં મન સાચવવાનું શું તારાથી બની શકશે ? ગૌરી ? હેં ! કહે જોઇએ ? "

" આપના લક્ષ્યબિન્દુને ખાતર, આપની મહત્વાકાંક્ષા પાર પાડવામાં અર્ધાંગના તરીકે સહાયતા આપવાની મારી ફરજ અદા કરવાને ખાતર હું તે અવશ્ય કરી શકીશ ! આપના કર્મ-માર્ગમાં સહચરી બની સહાય કરવાને ખાતર હું લજ્જા, સંકોચ, ભય, શંકા એ કાંઇ બાબતને લેખવનાર નથી ! "

અપૂર્વ આનંદથી શિવનાથનું મુખ ઝળકી ઉઠયું. આનંદના આવેગમાં તેનાં નેત્રમાંથી બે અશ્રુબિન્દુ બહાર નીકળ્યાં ! અચાનક શિવનાથ બોલી ઉઠયો " શાબાસ ! ગૌરી ! સહધર્મચારિણીના નામને દીપાવનારી આર્ય મહિલા-બંગાળ દેશભૂષણરૂપ આર્ય રમણી ! શાબાસ ! એમ છે તો પછી વિજય પ્રાપ્તિ કરવા સંબંધમાં હું નિશ્ચિંત છું ! હું ગર્વથી નહિ કિન્તુ કર્મ માર્ગ ઉપર શ્રદ્ધા રાખતાં છાતી ઠોકીને કહું છું કે બે વર્ષમાં લક્ષાધિપતિ થઇ હું સ્વદેશ પાછો ફરીશ ! "

# પ્રકરણ ૧૬ મું.

## " પ્રયાણ. "

લગ્ન થતા પૂર્વે દરિદ્ર શિવનાથના મનમાં કદી પણ આવી અર્થ લાલસાનો જન્મ પામ્યો નહોતો. મોટા લોકોને ન છાજે એવી રીતે તે મોટા બોજો માથે લઈ ફેરી કરીને જે ઉપાર્જન કરતો તેમાંથી ખોરાક અને કપડાં લત્તાં મેળવી તૃપ્ત થતો. સહસા પ્રતિષ્ઠિત ગૃહસ્થ રામ ચોધરીની કન્યાએ તેની સાથે સ્વયંવર વિધિએ લગ્ન કર્યો પછી તેના જીવનસ્રોતમાં જાણે કોઇ પ્રચંડ શિલાખંડથી આઘાત થતાં પ્રથમ સ્થંભિત-પરંતુ બહુધા છિન્ન ભિન્ન અવશેષથી અતિ પ્રબળ વેગે સંપૂર્ણ નવીનજ પંથે વિચરવા લાગ્યો ! ગૌરી સાથે લગ્ન કરી શિવનાથ સ્વસુર પક્ષ તરફથી અત્યંત અપમાનનો આઘાત પામ્યો હતો ! ગામનાં ઘણાં નર નારીઓ ખુલ્લે ખુલ્લું કહેતાં કે " શિવનાથે દાળ વેચવાનો ઢોંગ કરી રામ ચોધરીની કુમારી કન્યા સાથે ગુપ્ત પ્રણય કરી તેની સાથે છેવટ લગ્ન કરી દીધું છે ! " આ તિરસ્કાર ભર્યા અપવાદથી શિવનાથને મર્મ પીડા થતી હતી. સરલ જ્ઞાનથી શિવનાથ માત્ર એટલું જાણતો હતો કે હું દરિદ્ર હોઇ સ્વજનો મને આમ નિંદે છે ! પુરૂષને સકળ નિંદાને પાત્ર બનાવનાર દારિદ્રયજ છે ! એ દારિદ્રયનો અપવાદ મારે નાબુદ કરવો જોઇએ ! વીરાંગના ગૌરીએ મને સ્વેચ્છાથી પસંદ કર્યો છે-તો મારે પણ વીર પુરૂષ બનવું પડશે ! ક્ષુદ્ર ઝુંપડીમાં પોતાના પરિજનો સાથે રોટલા ખાઇ સંતોષી રહેવાથી પુરૂષનું વીરત્વ કદી બહાર આવી શકે નહિ ! "

આવી આવી ચિંતાથી ચલિત થતાં શિવનાથ ગામ ઘરબાર છોડી દાર્જીલિંગ શહેરમાં આવી રહ્યો અને મોદીખાનાની દુકાન તથા હોટેલ ખોલીને બેઠો હતો. તેમાંથી માસિક ૭૦-૮૦ રૂપીઆ નફો થવા લાગ્યો કિન્તુ નફાની લાલસા કદીપણ કમી થતી નથી એ સાંસારિક નિયમ છે! શિવનાથની ધનલિપ્સા પણ દુર્દમનીય હતી! એવામાં એક કોટયાધિપતિ પારસી ગૃહસ્થની સાથે તેને મેળાપ થયો. શિવનાથ સાથે તે ગૃહસ્થને પરિચય પડતાંજ તેને માલુમ પડયું કે આ યુવક કાર્ય કરવામાં સાહસિક, વિપત્તિ કે ભયમાં અવિચલિત અને સમય આવે પ્રાણુની પણ પરવા છોડી દેવાને કાયર થાય તેમ નથી. પારસી ગૃહસ્થે યુદ્ધ ક્ષેત્રમાં સૈન્યને માટે વખાર રાખવાનો કોન્ટ્રાક્ટ લીધેલો હોઇ કોઇ કાર્યદક્ષ માણુસની તે શોધમાંજ હતો. આથી શિવનાથને એ કામ માટે યોગ્ય ધારી તેને પોતાની સાથે લેવાને તૈયાર થયો! સહસા શિવનાથની માતાનું અવસાન થતાં સમસ્ત ઘટના પડી ભાગવા જેવું થયું! પરંતુ પુનઃ આજે શિવનાથે જ્યારે એ ગૃહસ્થને જઇને કહ્યું કે મારી બાલિકા પત્નીને એકલી મુકીને પણ કર્મક્ષેત્રમાં અગ્રેસર થવા હું તૈયાર છું ત્યારે તો પેલો પારસી ગૃહસ્થ આ બંગાલી યુવકની દઢતા જોઇ વિશેષ મુગ્ધ બન્યો! પ્રયાણુના દિવસે ગૌરી અને શંકરના મુખ પ્રતિ સજળ નેત્રે બે-એકવાર દષ્ટિપાત માત્ર કરી શિવનાથે શુભ યાત્રા કરી! પ્રયાણુ વખતે અહીંનાં તેનાં કોઇપણુ માણુસોને કાંઇપણ ઉપદેશ આપવાનું તેને કાંઇ પ્રયોજન જણાયું નહિ! કેવળ મનમાં એટલું બોલ્યો કે "ભગવન, આપ મને અસંભવિત ખેલમાં ખેલાવો છો, હજી પણ ઘણું ખેલાવશો! જગત્ માત્ર આપના ખેલને આધીન

છે! હું આપની સાથે ખેલીશ! નારીના પ્રાણ-પ્રેમમયી ગૌરીના પ્રાણ–તેને પણ તેણે ખુબ સખત બનાવ્યો હતો! સત્ય રીતે વીરાંગનાની માફક તેણે સ્વામીની કર્મયાત્રાનું નિશ્ચલ નેત્રે નિરીક્ષણ કર્યું હોત કિન્તુ તે અસંભવિત થયું! તે ધૈર્ય ટકી શકયું નહિ! પ્રયાણ સમયે સ્વામીનું ગંભીર મુખ મંડળ, સજળ નાનાં નાનાં નેત્રની કરૂણ દૃષ્ટિ અને તેની નિઃશબ્દ મર્માન્તિક ભાષા એ સર્વ ગૌરીના આંતરભાગમાં સ્ફુરિ આવ્યાં શિવનાથે મોં ફેરવી બારણાં માંથી બહાર પગ મૂકતાં વારનેજ પવનનો સપાટો લાગતાં જેમ વર્ષાઋતુના પદ્મની સ્થિતિ થાય છે તે પ્રમાણે ગૌરીનાં નેત્રમાંથી ઝરઝર અશ્રુવૃષ્ટિ થઇ અને નાસિકા પર થઇને વક્ષસ્થળ અને ભૂમીતલપર્યંત છંટકાવ થઇ રહ્યો! "આહા! કેવા આદરણીય મારા સ્વામી! ધન મેળવવા માટે કેવા મહાન્ વિપત્તિમય સાગરમાં એમણે ઝંપલાવ્યું છે! હું તેમને શા માટે અટકાવી શકી નહિ! મેં અટકાવ કરવા છતા શું તેઓ જઇ શકત? શા માટે મેં વીર નારીના વૃથા દંભ કરી મારા પ્રિયતમને દુઃખદરીયામાં હડસેલી મૂકયા! નારીનું આવું વીરત્વ! પતિ આગળ પત્નીનું આવું વીરત્વ?" આમ વિચારમાં અને મનસ્વી બકવાદમાં ગૌરી ધૂળમાં આળોટી! રોવા લાગી! શંકર પણ રોયો અને રોતાં રોતાં બોલ્યો "ભાભી! આમ રૂવો છો શું કરવા? શું ભાઈ બહુ દિવસ માટે આપણને એકલાં મૂકી ગયાં છે?" શિવનાથ કયાં ગયો, કેવી રીતે ગયો તે વાત શંકરને કોઇએ યથાસ્થિત જણાવી નહતી એટલે તે સમજતો હતો કે કાંઈ વિશેષ કાર્ય માટે ભાઇ થોડાક દિવસ કયાંક જતા હશે! છતાં મોટી ભાભીનું આવું

ભારે કલ્પાંત જોઇ શંકર પણ રોવા લાગ્યો. તેણે પુનઃ પૂછયું "પણ ભાભી, તમે રુવો છો શું કરવા? ભાઇ ક્યાં ગયા છે?"

ગોરીએ અશ્રુ લુછતાં ઉત્તર આપ્યો "નાનાભાઈ! આજે આપણે તદન એકલાં નિરાધાર છીએ!"

"કેમ ભાભી? ભાઇ કયારે પાછા આવશે?"

"તે કાંઇ નક્કી નહિ! બે વરસની અંદર પાછા આવે એમ કાંઈ મને લાગતું નથી!"

"એમ કેમ ભાભી? એવા શા કામે ગયા છે ભાઈ?"

"ભાઇ, તે ધન સંપાદન કરવા ગયા છે—તે લાખ રૂપીઆ લીધા વિના પાછા આવનાર નથી!"

"તે ભાભી, એટલા બધા રૂપીઆની આપણે શું જરૂર છે?"

"તેમને રૂપીઆની બહુ જરૂર છે! તેમને દુનીઆમાં સર્વ કરતાં પૈસા વધારે પ્રિય છે! યુદ્ધક્ષેત્રમાં ગોળા–ગોળી રૂપી મૃત્યુ મુખમાં પોતાનું જીવન હોમી દઇને પણ પૈસા ઉપાર્જન કરવા ગયા છે!"

"એ કેવું ભાભી? ભાઈ તો એવા કદીયે નહોતા?"

"ખરી વાત! એવા હતા તો નહિજ તો!" ગોરીએ ઉંડો નિઃશ્વાસ નાંખી કહ્યું "મેંજ તેમને એવા કરી નાંખ્યા છે! હું હતભાગિની! મેં તમારા સુખી સંસારના ચુરેચુરા કરી નાંખ્યા—મેં તમારી માતાનું હરણ કર્યું—મેંજ તમારા સ્વલ્પથી પણ સંતુષ્ટ રહેતા ભાઇને ધનની તૃષ્ણામાં પાગલ બનાવી ગૃહની બહાર કાઢી મુકયા! ભાઇ! સર્વ અનર્થનું મૂળજ હું છું!"

ગૌરી મુખ રોઇ! બાલક શંકર તેની આટલી બધી વાતમાંથી કાંઈ પણ મર્મ સમજ્યો નહિ જેથી બહુ દુઃખી થઈ બોલ્યો "ભાઇ એવા વિચારથી ચાલ્યા ગયા તે મને તો કાંઈ કહી ગયા નથી?"

"ભાઇ, પૈસાને ખાતર તે આમ ચિત્તભ્રમ જેવા થયા છે! તેમને આવો આનંદમય સંસાર સાગરનાં મોજાંની માફક વહી ગયો! મને પણ બહુ વાતચિત કરી ગયા નથી. કિન્તુ શંકર! ઓ મારા ન્હાના ભાઇ! આપણે શું તેમનો આ ચાલતો સંસાર વ્યવહાર નભાવી શકીએ નહિ? એમની દુકાન અને બોર્ડિંગમાં માસિક ૭૦–૮૦ રૂપીઆ આવક છે. આપણે તે ચલાવ્યા કરીશું! તમે બીજી પરચુરણ વ્યવસ્થા જાળવજો! કેમ કરશો ને?"

"હા, હા! ભાભી! કેમ નહિ થાય? પણ મારા અભ્યાસનું કેમ થશે?"

"તેમાં ખલેલ નહિ પહોંચે! બોર્ડિંગની રસોઇનો ભાર જે મારા પર છે તે તેવો ને તેવોજ મારા પર કાયમ રહેશે. દુકાનના ચક્રવર્તી મહાશયને પીરસવાનું કાર્ય સોંપી શકાશે! દુકાનને માટે તે દિવસે જે ગૃહસ્થના છોકરા આવ્યા હતા તેમને નીમી શકાશે! તેમને તમે બોલાવી લાવો. વળી એક મહેનતુ બળવાન નોકર રાખીશું તે કેવળ બોર્ડિંગનું કામકાજ કર્યા કરશે!"

શંકરનું મુખ જોઈ–તે બાલકનાજ માત્ર ભરૂસા ઉપર છાતી ઠોકીને ગૌરીએ સર્વ ભય દૂર કરી નાંખ્યો. પોતે પોતાના મનમાંજ મનનો વેગ સમાવી દીધો! તેણે હૃદયમાં સંકલ્પ કર્યો કે

"નાથ! મેંજ જો આપને ધનને માટે પાગલ બનાવી દીધા તો પ્રિયતમ–હું પણ આપના પ્રિય ધનની સેવામાં આજથી નિયુક્ત થઇશ! જે સમયે આપની પદ સેવા કરી મારી જીવનનું સાર્થક કરવા ઇચ્છીશ તે સમયે આપની ઇચ્છિત વસ્તુ–ધનની સેવામાં નિયોગ કરી આપની પ્રીતિ સંપાદન કરીશ! હું મારાં પિતા માતા સમક્ષ લજ્જાનો ત્યાગ કરી આપને વરી છું તો પછી બીજી કોઇપણ સાંસારિક લજ્જાનો ભય મને આપના કાર્ય માટે કરવામાં મોળી પાડનાર નથી! આપ જયારે લક્ષાધિપતિ થઇ ઘેર પાછા ફરશો ત્યારે હું પણ દસ સહસ્ત્ર રૂપીયા કમાઈ આપના ચરણમાં નિવેદન કરીશ! એ મારી સાધનામાં કોઇપણ દૈવ કે ભાવિ સત્તા પ્રતિકુળ થઇ શકનાર નથી!"

વીસ વર્ષની તરૂણી ગૌરીનાં આર્દ્ર નેત્ર અપૂર્વ તેજથી ઝળકી ઉઠયાં! તેનું કોમળ ગૌર મુખમંડળ સહસા રક્ત રાગથી રંગાઇ ઉઠયું! બાલક શંકર તે જોતાં ચમકી ઉઠીને બોલ્યો "ઓ ભાભી? આમ કેમ, તમારૂં મોં આટલું બધું લાલ કેમ થઇ ગયું?" "કાંઈ નહિ! ન્હાના ભાઈ! નિરાધારનો બંધુ ભગવાન મને સહાય થશે" આમ કહી ગૌરી ઉભી થઇને સ્વ-કાર્યમાં પ્રવૃત થઇ!

---

## પ્રકરણ ૧૭ મું.

## મેસોપોટેમિયા.

ગૌરી ધારતી હતી કે પ્રિયતમને જગતમાં સર્વ વસ્તુઓ કરતાં પૈસા વધુ પ્રિય છે! ધનની શોધમાં સકળ વસ્તુનો ત્યાગ કરી જીવનનું પણ લીધું છે! ભલેને તેમ થાય! તેમને પૈસા પ્રિય છે તો હુ પણ પૈસાને પસંદ કરીશ! તે જો ધનપતિ થઇ પાછા ફરશે તો હું પણ છેવટે નિદાન સહસ્રમુદ્રાથી તેમની પૂજા કરીશ. તેઓ કર્મનિષ્ટ, બુદ્ધિમાન્ વીર પુરૂષ છે, તે જો લક્ષાધિપતિ થઈ શકે તો હું નારી અબલા છતાં શું દશ હજાર રૂપીઆ નહિ પેદા કરી શકું? અવશ્ય કરી શકીશ.

નારી જાતને અણછાજતી રીતે તરૂએ વળગેલી લતાની માફક કેવળ પુરૂષની આશ્રિત બની સંસારમાં માત્ર છોકરાં છૈયાંને જન્મ આપવામાંજ જીવન પુરૂં કરવાનો સ્વીકાર કરે એવી ગૌરી નહતી! તેની ધારણા પ્રમાણે જેમ પુરૂષ મનુષ્ય છે તેમ સ્રી પણ મનુષ્ય જ છે! સહસા ભવાનીપ્રસાદની શાંત સૌમ્ય મૂર્તિ તેના હૃદયમાં ઉપસ્થિત થઇ! તે તેજસ્વી શુદ્ધ બ્રાહ્મણની આશીર્વાદ ભરી વાણી તેના મસ્તિષ્કમાં તરી આવી. ગૌરીના પ્રાણમાં બલ આવ્યું! અનહદ ઉત્સાહથી યુવતીનું વક્ષસ્થળ નૃત્ય કરી ઉઠયું!

બીજે દિવસેથી ખોટી માન પ્રતિષ્ઠા કે લોકાચારને ન ગણકારતાં ગૌરીનો સર્વ વ્યવહાર ફરી ગયો! ગૌરી હવે બાંગાલી— અમરસ્વાસિની, લજ્જાસંકુચિતા કુલવધુ રહી નહોતી—હવે તે

સ્વતંત્ર સંકોચ રહિત, કર્મશીલા, અતિઉજ્જવળ, આશાવાદી, ઉત્કૃષ્ટ તેજસ્વીની વીરાંગના બની! એચાર દિવસની અંદર સર્વ કોઈ જોઇને વિસ્મિત થઇ ગયા કે વીસ વર્ષની કુલવધુ ગૌરી કાર્ય વશાત્ સર્વની સમક્ષ બહાર આવતી અને વાર્તાલાપ કરતી, બાડંગમાં રહેતા લોકોની સુખ—સગવડતા ઉપર લક્ષ આપતી હતી, ચાકર નોકર વિગેરે ઉપર ખાસ દેખરેખ રાખતી હતી. હતભાગ્ય બંગવાસીઓનાં ચક્ષુ કેટલાં દોષપાત્ર! બંગાલી યુવતીને બૂરખો કાઢી નાંખી ગૃહની બહાર આવેલી જોતાં કેટલાક ગ્રાહકો હૃદયમાં કોઈ જુદોજ ભાવ ધરવા લાગ્યા! કેટલાક અન્ય ઉશ્રૃંખલ લોકો કાગડાની માફક ગૌરી દેવીની પવિત્ર મુખચ્છબી પ્રત્યે નિન્દનીય કટાક્ષ વરસાવવા લાગ્યા. ગૌરી હસીને આ સર્વ લીલાનો મનમાંજ ઉત્તર આપતી "જેમને આ મુખ સુંદર સમજીને જોવાની ઇચ્છાએ કૃતકૃત્ય થવાની ઈચ્છા હશે તેઓ તાદ્દશ્ય આ મુખ જોશે ત્યારે લજ્જા દૂર થતાં તે કેવું સુંદર લાગશે! વળી કોઇક પતંગ જો દીપકને દેખી તેમાં પડીને બળી મરવાનો પ્રયત્ન કરે તો તે તેનો પતંગ સ્વભાવ છે!"

આમ પ્રતિકૂળ પરિસ્થિતિઓની પણ દરકાર રાખ્યા વિના ગૌરી અપૂર્વ તેજથી કટિબદ્ધ થઇ કાર્ય કરવા લાગી! છતાં તેના કાર્યમાં વિઘ્નો આવવા લાગ્યાં! એકાંતવાસના પ્રયત્નોમાં જાણે તેની વૃતિ કાંઇક શિથિલ થઇ! હજી તેને સ્વામીના કાંઇ સમાચાર મળ્યા ન હતા. તેમને ગયે બે માસ વીતી ગયા હતા એટલે તે વધુ ચિંતામાં પડી. ગૌરીના તેજનો અગ્નિ બળતો હોવા છતાં કાંઇક નિસ્તેજ બની ગયો હતો. ધારેલા કાર્યક્રમ

પ્રમાણે તે કાર્ય કરી શકતી ન હતી ! નારીહૃદયની એ દુર્બળતા મટાડવા માટે કોઇ પણ મંત્રવિધિ ન હતો !

આખરે બે માસ પછી શિવનાથનો પત્ર આવ્યો. જેમાં મેસોપોટેમીયાના જીવનનું સર્વ વર્ણન યથાસ્થિત હતું ! પત્ર નીચે પ્રમાણે હતો !

" પ્રિયતમે ! તારા મધુમય આલિંગન પછી શા અભિમંત્રના આકર્ષણે મને વિચ્છિન્ન કર્યો છે તે સમજી શકાતું નથી ! તારા હાસ્યયુક્ત મુખ વિના વિશ્વનું કાંઈ પણ સ્વરૂપ મને દર્શનીય લાગતું નથી ! તારા આદરભાવ કરતાં વિશ્વનો વૈભવ પણ મને લુબ્ધ કરી શકે તેમ નથી તથાપિ ધનસંપત્તિ પ્રત્યે કોણ જાણે શાએ સામયિક આસક્તિનો મારા હૃદયમાં જન્મ થયો છે ! મારા મનમાં થાય છે કે નિર્ધન થઇ પુરૂષ પુરૂષત્વનું ગૌરવ ભોગવી શકતો નથી. નામર્દની માફક તારા સરખી વીરાંગનાનો દુર્લભ પ્રેમ ભોગવતાં મને લજ્જાનો અનુભવ થાય છે ! તારે જે સમજવું હોય તે સમજજે. એ મારો દારૂણ મોહ છે ! મારા એ મોહ માટે મને ક્ષમા કરજે ! તારા પુણ્ય પ્રતાપથી હું આપત્તિ રહિત બનીશ હવે હું મારી અત્રેની અવસ્થાનું વર્ણન કરૂં છું !

" ચોમેર ક્ષિતિજ પર્યંત વિશાળ રણ હતું ! એક છેડથી બીજા છેડા સુધી રેતી રેતી અને રેતીજ દિસતી હતી ! વચમાં વચમાં રેતીના ડુંગરા ! એ રેતીના સાથે અગ્નિના સ્પર્શ કરતાં વધુ તીવ્ર હતો ! કવચિત પવનથી એ રેતીના ઢગલા ઉડાઉડ કરતા હતા ! તપેલી રેતીના સ્પર્શથી તપી જઇને તેનો ઉષ્ણ આદર સત્કાર

સર્વના શરીરમાં પેસી ચાલ્યો જતો હતો ! એ આદર સત્કારમાં "હું" કાર વિના બીજી વાત બોલવાનો અવકાશજ ન હતો ?" એવા પ્રદેશમાં માર્ગ કાપતાં ક્વચિત મોટરગાડીમાં ક્વચિત ઉંટની ગાડીમાં બેસી અમે ચાલ્યા ! યુદ્ધ ક્ષેત્રની તોપ–બંદુકના શબ્દો વખતો વખત કાને પડતા હતા ! રાત્રીમાં સૈન્યની છાવણીના દીપકો આકાશમાં નક્ષત્રમાળાની માફક દૃષ્ટિએ પડતા હતા ! કદી કદી હથીયારબંધ સૈનિકો ગર્વથી પગની ઠોકર મારી રેતીને ઉડાડી ચાલતા હતા ! કદી કદી ગભરાટ થતાં છૂટા ચાલતા અને ઘડીમાં નાયકના ઇસારાથી ઉભા રહી જતા ! આટલી બધી ગરમીના ઉદ્વેગની અંદર પણ તેમના મુખપર કોણ જાણે કોઇ અપૂર્વ મનુષ્યત્વની સ્ફુર્તિ હું દેખી શકતો હતો ! આપણી બંગાલી કોમ આવા ગૌરવથી કેટલોક કાલ થયા વંચિત છે તે વિચારી મને બહુ દુઃખ થાય છે ! જવા દે એ સર્વ વાત ! તું એમ ન ધારીશ કે હું મારો આવો સુંદર ગૃહ સંસાર છોડી અહીં આવતાં ઉદ્વેગમાં આનંદ રહિત કાલ વ્યતીત કરૂં છું ! અહીંયાં પણ આનંદ છે !–તે લખીને સમજાવી શકું એમ નથી ! જયારે આપણે પુનઃ રૂબરૂમાં મળીશું ત્યારે એસર્વ કહી સંભળાવીશ ! તે દિવસ આખો સૈન્યની છાવણીમાંજ ગયો–જોયું તો સૈન્ય વિભાગમાં શી કઠોરતા ! ખાવામાં, સુવામાં, વાતચિત કરવામાં, નજર કરતાં સર્વ બાબતમાં અનહદ કઠોરતા ! એક ઉદાહરણ આપું. દિવસના વખતે જેટલી ગરમી તેટલીજ રાત્રિના વખતે શિતળતા હોય છે ! ગંભીર રાત્રિમાં સૈનિકો પહેરો ભર્યા કરે છે. ખુલ્લું સ્થાન, બરફના જેવો પ્રખર ઠંડો પવન

આખા શરીરના રક્તની જમાવટને બાંધી રાખે છે! પ્રહરીઓ એકલા ઠરાવેલા સ્થાને નિશ્ચલતાથી ઉભા રહી તીવ્ર કઠોરતાથી કડકડતી થંડી ભર્યા સમીરમાં શરીરનું સંરક્ષણ કરી રહ્યા છે! શરીરે સહન ન થાય, દેહપાત થાય તથાપિ એ લોકોની કઠોરતામાં બિન્દુ માત્રનો ઘટાડો થાય નહિ! એ કઠોરતામાંજ મનુષ્યત્વનો વિકાસ! એજ સાધના! મને એમ થાય છે કે આ કઠોર સાધનાથી આત્માને રોકી એક વાર વિચારી જોઇશ કે આ દાળ ભાત ખાઉ શરીર આવા કાર્ય વ્યવસાયમાં કામ લાગી શકે કે નહિ!

ફાવે તેમ હોય પણ જે દેવતાની ઉપાસના કરવા હું આ દેશમાં આવ્યો છું તેણે મારાપર વર પ્રદાન કર્યું છે! મને રોજ પાંચસેં સાતસેં રૂપીઆ નફો મળે છે! તારા તરફથી કુશળ સામચાર મળતાં એથી પણ વિશેષ ઉત્સાહથી કામ કરીશ! તું સુખી છે કે દુઃખી તે જાણવાની ઇચ્છા કરવી નિરર્થક છે! હું તો સુખીજ છું! બને તો પૂન્યપાદ વાચસ્પતિ ઠાકુર મહાશયને મારા પ્રણામ પહોંચાડજે!”

પત્ર મળતાં ગૌરી અને શંકરે તે અનેક વાર વાંચ્યો! સ્વામીના પત્રે રણમાંથી પાછા હઠતા વીર આત્માઓના પ્રાણમાં ચારણના સંગીતની માફક કોઈ અપૂર્વ ઉત્સાહ રેડયો! ગૌરી પોતાનું આર્યગૃહિણીપદ–કોમળતા માત્ર સ્ત્રીભાવમાંજ છુપાવી રાખી કર્મ સાધનામાં પ્રવૃત્ત થઇ!

જે શહેરમાં શિવનાથે પ્રથમ નાની સરખી દુકાન અને આડંગ ખોલ્યાં હતાં તે સ્થાન વિશેષ તનદુરસ્તી આપનાર હતું!

ઘણા ધનાઢ્ય લોકો ત્યાં હવાફેર કરવા માટે આવતા હતા; પણ જેઓ બે પાંચ દિવસ માટે આવતા તેમને રહેવા–ભોજન કરવા ઇત્યાદિ બાબતો માટે વિશેષ અગવડ ભોગવવી પડતી હતી તે જોઈ ગૌરીએ સ્વામીની નાની દુકાન નજીક એક મોટો બે મજલાનો બંગલો ભાડે રાખ્યો. અને તેનું "શિવાશ્રમ" એવું નામ આપી મોટું સાઈન બોર્ડ લટકાવ્યું ! તેમાં ઘણા મોટા અને શોખીન સદ્‌ગૃહસ્થોને ઉપયોગી થાય એવું એક વિશાળ બોર્ડીંગ હાઉસ ખોલ્યું ! ખાવાપીવાની, સુવાબેસવાની સુંદર વ્યવસ્થા રાખી દીધી ! અને પોતે હંમેશાં સર્વ બાબતોમાં હસતા ચહેરે કાળજી પૂર્વક સર્વની સેવા કરવા લાગી. આ સર્વ કાર્ય ઉપાડયા પછી ગૌરીએ પોતાના પહેરવેશમાં પણ કાંઇક ફેરફાર કર્યો ! વીસ વર્ષની તે યુવતી વગર સંકોચે માત્ર એક સાડી પહેરીનેજ ક્વચિત ક્વચિત્ હરવા ફરવા લાગી ! ક્વચિત્ નવીન ફેશનની (ગાઉન) સાડી પણ ગૌરી પહેરતી. વળી કદી બૂટ મોજાં પહેરતી ! ધીમે ધીમે બાંગાલીય ગૃહિણીભાવ મૂકી દઇ ગૌરી પોતાના સ્વામીના ઇચ્છિત વસ્તુ–ધનની સેવામાં પોતાની સર્વ શક્તિનો ભોગ આપવા લાગી

## પ્રકરણ ૧૮. મું.

### " શ્યામાનો સંસાર "

વાચક ! હવે આપણે શિવ-ગૌરિની કથા છોડી ગૌરીની મોટી બહેન શ્યામાના સંસારનું દિગ્દર્શન કરીએ !

એક મોટા નામાંકિત જીલ્લાના વિશાળ શહેરમાં શ્યામાનો સ્વામી નીહાર બાબુ વકીલ હતો. રહેવા માટે નાનું સરખું એક મજલાનું એક મકાન તેણે ભાડે રાખ્યું હતું. તેમાં બે કન્યા અને પત્ની-એટલા પરિવાર સાથે તે રહેતો હતો ! બહાર દીવાનખાનામાં ટેબલ, ખુરશીઓ સુંદર વ્યવસ્થિત રીતે ગોઠવેલાં હતાં અત્યારે ત્યાં કોઈ મનુષ્ય દષ્ટિએ પડતું નહિ !

નીહાર બાબુ અંદરના ભાગમાં બેસી પત્ની સાથે વાર્તાલાપ કરતો હતો. શ્યામા પોતાના ખોળામાં નાની છોકરી લઇ બેઠી હતી ! અને મોટી છોકરી નજીકમાં બેસી એક વાડકીમાં મમરા ખાતી હતી ! પ્રિય પાઠકગણ ! આ દંપતીના વાર્તાલાપમાંની બે ચાર વાતો તને પણ સાંભળવા મળશે !

શ્યામાઃ—દૂધવાળો આજે દૂધ આપી ગયો નહિ ! છોકરાંને શું પીવડાવવું ?

નીહારઃ—તે કેમ એ દૂધ ન લાવ્યો ?

શ્યામાઃ—કાલે તે કહી ગયો હતો કે પૈસા મળ્યા વિના હવે હું દૂધ આપનાર નથી !"

નીહારઃ—ઓનૂ તારી માનો ? બંડા પાજી !

શ્યામાઃ—વ્હાલા ! એમ ન બોલશો ! તે ઘણીવાર તો પૈસા ભૂલી જાય છે ? નિદાન બે એક રૂપીઆએ તેને આપીએ તો સારૂં !

નીહારઃ—સારૂં તો ખરૂં જ તો ! ક્યાં માલુમ છે કે આજ બે દિવસથી ચાર પૈસાનોયે રોજગાર તો મળતો નથી !

શ્યામાઃ—હરિ ! હરિ ! આ રીતે વ્યવહાર શી રીતે ચાલશે તે કાંઇ સમજાતું નથી ! ઘરનો માલિક ભાડાને માટે તે દિવસે જે બોલી ગયો હતો તે મુજબ આ અઠવાડીયામાં જો ભાડું નહિ ચુકવાય તો કેમ ચાલશે ?

નીહારઃ—મને પણ એજ વિચાર થાય છે ! આજ દશ દિવસની અંદર કાંઇ બારણે આવ્યો નથી !

એટલામાં બહારથી કોઇએ હાંક મારી " બાબુજી ! બાબુજી ! વકીલ સાહેબ, જરા બહાર આવી જાવ તો ! "

અવાજ સાંભળતાં શ્યામાએ કહ્યું " ચોખાવાળો આવ્યો લાગે છે ! "

નીહાર બાબુનું વ્હાલું પડેલું મોં કંઇક વધુ મ્લાન થયું-તે બોલ્યા " ચોખાવાળો રૂપીઆ લેવા આવ્યો હશે ! તું કહેને કે બાબુજી ઘરમાં નથી ! "

શ્યામાઃ—શું કહ્યું ? હું હવે પાછી રસ્તાના લોકો સાથે વાત કરવા જઉં છું ?

નીહારઃ—હવે તને કોણ ઓળખવા બેસી રહ્યું છે ! જાણશે કે ઘરમાંથી કોઇ નોકરી બોલતી હશે !

શ્યામાનું ઉતરી ગયેલું મોં ક્રોધ અને તિરસ્કારથી તદન વિરૂપ થઇ ગયું ! સ્વામીના મોં તરફથી ચક્ષુ બીજી બાજુએ ફેરવતાં પાસે ઉભેલી છોકરીને કહ્યું " બહેન કહેને કે બાબુજી ઘરમાં નથી !" છોકરી તે વાત સાંભળે તે અગાઉ ચોખાવાળો બહારથી શ્યામાએ કાઢેલા ઉદ્‌ગાર સાંભળી ગયો ! તેણે જરા વધુ કરડાકીથી કહ્યું " કહોને બાબુજી ઘરમાં નથી ! આ મારી આગળ આગળ તો કચેરીમાંથી આવ્યા છે ! હમણાં પૈસા આપવા પડે તેને લીધે કહે છે કે ઘરમાં નથી ! શું મારા વાલા લોક ! પાંચ રૂપીઆ આજ ત્રણ માસ થતાં અપાતા નથી ! મળવા આવતાં જો ભાગજોગે મેળાપ થઈ ગયો તો કહેશે કે હમણાં નહિ–કાલે આવજો ! અને ન મળે ત્યારે તો કહેવું છે જ કોને ? આ કાંઇ સારા માણસનું કામ છે ? મોટા વકીલ બાબુ ! ઠીક છે ! કાલે જોઇ લઇશ કચેરીમાં ! હાલ બાબુજીની ગેરહાજરીમાં વધુ બોલવાથી શું ફળ ? અનાજ ખાવું અને પૈસા આપવાની દાનત નહિ !" અનાજવાળો ક્રોધથી ઝપાટાબંધ ચાલ્યો ગયો ! અંદર પતી પત્ની કેટલીક ક્ષણ સુધી ચુપચુપ બેસી રહ્યાં. વાઘની નાફક ઉભય એક બીજા તરફ જોતાં હતા ! આમ દસેક મીનીટ વીત્યા બાદ પાકીટમાંથી એક નાનું કાગળનું પડીકું બહાર કાઢતાં બાબુએ કહ્યું " ચાલ ચહા તૈયાર કરી દે. આ લે ખાંડ !"

શ્યામાએ આડું ભાળી ઉત્તર દીધો " હમણાં ચહા પીવાની ભલી સુઝ પડે છે ! તેના વિના ન ચાલે !"

પત્નીના શબ્દ પ્રહારથી વકીલ બાબુને આઘાત થયો! તેથી વેદના થઇ કિન્તુ ક્રોધ પ્રદિપ્ત ન થયો! પત્નીને શાંત કરી તેણે જણાવ્યું "શ્યામા, તું મને કટુ ભાષણ સંભળાવે છે? કિન્તુ સમય કેવો આવ્યો છે તે તું જુએ છે ને? ચોખાના ભાવ આઠ રૂપીએ મણ, ધોતી જોટાના છ રૂપીઆ, તેલ, મીઠું, સાકર લોટ સર્વ ચીજોની મોંઘવારી! એમાં કેટલા લોક સુખે દિવસ કાઢતા હશે? ભગવત્ ઇચ્છા! એક ઘાટ છે! પેલા જમીનદારના વીલ સંબંધીના કેસમાં સાક્ષી આપવાથી રોકડ રૂપીયા હજાર મળવા સંભવ છે–વળી સ્ટેટની વકિલાતમાં પણ મળે!"

શ્યામાઃ—પેલા ખોટા વીલની સાક્ષી?

નીહારઃ—શ્યામા, સાચું ખોટું જોવા જતાં હવે ચાલે તેમ નથી!

શ્યામાઃ—બીજા બધા વકીલો જાણશે તો તમને શું કહેશે?

નીહારઃ—તેઓ પણ શું કાંઇ સિદ્ધનાં પૂછડાં થઇ ગયાં છે! સત્ય રીતે ચાલતાં તો વકીલાતજ થાય નહિ! જેટલા જેટલા લોકો વકીલાતનો ધંધો કરે છે તેમનામાં કાવાદાવા, દગાબાજી ઈત્યાદી ગુણો તો પાકે પાયેજ હોય છે! એટલે એ હજાર રૂપીયાની રકમ લેઇ બેસતાં હાલ એકદમ ઠીક પડશે!

શ્યામા સ્વામીની આ વાત સાંભળી આ વખતે બહુ ઉશ્કેરાઇ ગઇ! આવેશમાં તેણે તિરસ્કાર ભરી રીતે કહ્યું, "આપ એ હજાર રૂપીઆનું સ્વપ્નું તો ઘણા દીવસથી જોયા કરો છો, કિન્તુ દસ રૂપિયા પણ એકવાર આપના હાથમાં મેં જોયા નહિ!

હજાર બજાર તો આપણા લગ્ન સમયે દીઠેલા—મારા માતા પિતાની જાગીર ગીરો મુકાતાં આવેલા તે !"

વાયુથી હાલેલાં ઝાકળનાં બિન્દુની પેઠે નીહારની આંખમાંથી અશ્રુપ્રવાહ નીકળવો શરૂ થયો ! બીજીજ ક્ષણે સૂકાં તણખલામાં અગ્નિનો સ્પર્શ થાય તે માફક તેને રૂંવે રૂંવે ઝાળ લાગી ! કેમકે આજે નીહાર બાબુએ સંપૂર્ણ સત્ય તેમજ કઠોર તિરસ્કાર પત્નીના મુખે સાંભળ્યો હતો ! તત્કાળ બાણથી વિંધાયલા મૃગની પેઠ અધીરો થઇ જઇ અનિવાર્ય રોષથી તે ગર્જના કરી બોલ્યો " તારા પિતાનો આટલો બધો તને ગર્વ છે ? આ તારી બહેન વીસ વર્ષ સુધી વર નહિ મળતાં છેવટ એક કુરીવાળાની સાથે નાશી ગઇ તેમાં કાંઇ લજવાવા જેવું નહિ કે ? વારૂ ! જોઇએ હવે કે તારો ગર્વ ક્યાં સુધી ટકે છે ! આટલી મોટી કન્યાઓ કુમારી રાખીને હવે બધા લોકોનો ગૃહસંસાર કેમ ચાલશે તે જુઓ તો ખરા !" નીહાર બાબુએ યથાર્થ રીતે પોતાના મનનો ઉભરો બહાર કાઢયો !"

શ્યામાની વાત મારી ગયેલી જણાતાં તે અચાનક આભી જ બની ગઈ !

---

# પ્રકરણ ૧૯ મું.

## ગુરૂ-દીક્ષા.

ગોરી એક દિવસ બંગાલી મેમસાહેબના પોષાકમાં ખુરસી ટેબલ પર બેસી આશ્રમનો હિસાબ તપાસતી હતી એવામાં ભવાનીપ્રસાદ વિદ્યારત્ન ત્યાં આવી ઉપસ્થિત થયા! કંઇક સંકોચ અને વ્યગ્રતાથી ગોરી જાણે પોતાના આસન ઉપરથી પડુ પડુ થઇ ગઇ! ધડકતા હૃદયે વૃદ્ધના ચરણમાં પડી ગોરીએ તેમની ચરણરજ લીધી! વિદ્યારત્ને હસીને કહ્યું "મેમ સાહેબથી પ્રણામ થતા હશે? તે તો શેકહેન્ડ કરે!"

ગોરિ વધુ સંકોચ પામી બોલી "ગુરૂ! આપને અંદર આવતાં માલુમ પડશે કે હું કેવી મેમ સાહેબ છું!"

"ભવાની ઠાકુર કાંઇ મેમસાહેબને ત્યાં જાય? એ તો મારી ખાત્રીજ છે કે અંદર તો તેજ ગોરી બહેન તું છું! અને તે સ્થિતિ જોવા હું ઉત્સુક છું." ત્યારબાદ ભવાનીપ્રસાદને અંદર લઇ જઇ ગોરીએ આદરપૂર્વક બેસાડયા અને પિતામાતા ભાઇભાંડુની ખબર અંતર પૂછી! ભવાનીપ્રસાદે ત્યાંના સર્વ સમાચાર અથ ઇતિ કહી, છેવટ શ્યામાનો સ્વામી તેની સાથે લડી ઝગડીને ક્રોધમાં ને ક્રોધમાં કાંઇ ચાલ્યો ગયો છે-શ્યામાએ પોતાની બે કન્યાઓ સહ પિયરમાં આવી આશ્રય લીધો છે ઇત્યાદિ વાત પણ કહી! વિશેષમાં બોલ્યા કે આટલું થવા છતાં રામબાબુની સંસારયાત્રા સુખ શાંતિથી ચાલે છે!

ગૌરીએ કાંઇક વિસ્મિત થઈ કહ્યું "ક્ષીરોદે તે દિવસે પત્ર લખ્યો હતો તેમાંતો એ વાત તેણે કાંઇ મને લખી નથી."

"આ હકીકત હમણાંજ બની છે. પણ શિવનાથતો વરસ થયાં તને મુકી જતો રહ્યો છે અને તેં ક્યારે તારાં માતપિતા-ભાઇભાંડુને કાંઇ ખબર આપી છે?"

"હાજી! આપનું કહેવું યથાર્થ છે! પણ ત્યાં ખબર કહાવું તો પિતા મને તેડવા માણસ મોકલે! મારી તેવી ઇચ્છા નથી! હું મગજની ચસકેલી છોકરી તે તો આપ જાણોજ છો!"

"જાણું છું તેથી તો તારાપર આટલો બધો મને ભાવ છે! તારી અહીંની કાર્યવ્યવસ્થા મારા જાણવામાં આવી શકી છે!"

"ગુરૂ! આપતો સર્વજ્ઞ છો!"

"ના, ના! ગૌરી! હું સર્વજ્ઞ નથી! યોગબળે મેં તે જાણ્યું નથી! કિન્તુ મારો એક શિષ્ય અહીંની બોર્ડીંગની વાત કલકત્તામાં મારી આગળ કરતો હતો! તે કહે કે "એક બંગાળી સ્ત્રી બોર્ડીંગની માલિક છે તેનો સ્વામી તેને મુકી યુદ્ધમાં જતો રહ્યો છે" તે સાંભળી મને કુતુહળ ઉપજ્યું કે શિવનાથનો પણ વરસ દિવસથી પત્ર મળ્યો નથી! ત્યારે ધાર્યું કે ત્યાંની ખબર લેઇ આવું!"

"મારા પ્રત્યે આપના દયાભાવની સીમા નથી, ગુરૂદેવ!"

"ના, ના! એટલું બધું કાંઈ નથી! યથાશક્તિ તારા પ્રત્યે સ્નેહભાવ બતાવું છું એટલુંજ! વારૂ, તારે અહીં હવે એક કાર્ય કરવું પડશે!"

"જેવી આજ્ઞા!"

"કાલે પૂર્ણિમાનો શુભ દિવસ છે! તારે મંત્રગ્રહણ અને શિવપૂજાની દીક્ષા ગ્રહણ કરવી પડશે!"

"બાઇ માણુસને શું એટલાં મંત્રગ્રહણનો અધિકાર છે? ગુરૂ દેવ!"

"અવસ્થાનો ભેદ છે! તું હિંદુ કન્યા છું. તારા હાડ ચામમાં વિશુદ્ધ આર્ય રક્ત વહે છે–કિન્તુ બહારથી તારે કાંઇક વિરૂદ્ધ આચરણ કરવું પડે છે–જુદા જુદા પુરૂષો સાથે તારે સંસગમાં આવવું પડે છે! તું આર્યજાતિની કુલવધુ તે–છતાં તારે ઉચ્છૃંખલ સ્ત્રીની માફક આચરણ કરવું પડે છે જેથી એવા સમયે અંતરનો આર્યભાવ કાંઇક વિશેષ દૃઢ–સતેજ રાખવાની જરૂર છે! તું અહીં કેવળ બાહ્ય વ્યવસાયમાંજ મન પરોવે છે–અને પ્રભુને ભુલી જાય છે! નિત્ય નિયમ એવો લેવો જોઇએ કે એક વાર તારે ભગવાનનું નામ લેવાનો અભ્યાસ રાખવો, આર્ય મહિલાની પેઠે પુષ્પચંદન સહિત ઇષ્ટપૂજામાં મગ્ન રહેવું. પવિત્ર આર્યસત્વ, આર્ય રીતિ રિવાજ અવિચલિત રહેવાં જોઇએ! તું અત્યારે જડવસ્તુમાંજ મગ્ન રહી જડ શિવાયના વ્યાપારમાં કાંઇ પણ ધ્યાન નહિ આપે તો પરિણામે અકલ્યાણ થવાની શંકા રહે છે!"

"જે દેવતાની પૂજા માટે મને આપ દીક્ષા આપવા ચાહો છો તે દેવતાનું ધ્યાન તો મારા મનમાંજ છે!"

"સમજ્યો! ગૌરી! તું એક શિવનું ધ્યાન ધરે છે! બીજા શિવનું ધ્યાન ધરવા ચાહતી નથી! કિન્તુ એકતો તારૂં પૂર્ યો-

વન તેમાં તારી મનોવૃત્તિની અનહદ શક્તિ ! એ શક્તિને સૌથી અગ્ર પદે મૂકતાં મનુષ્ય સર્વશક્તિમાન પરમાત્માનું અસ્તિત્વ ભૂલી જાય છે !તેથી તે ઉપર એકાદ અંકુશ રાખવાનું પ્રયોજન છે ! તું વિભૂતિવાળા કૃત્તિવાસા-ભગવાન શંકરનું ધ્યાન ધરતાં એ શ્યામ કલેવરવાળા, તનદુરસ્ત અને સૌમ્યમૂર્ત્તિ શિવનાથની છબી ઉપર ચિત્તવૃત્તિ જવા દઇશ તો તેમાં પ્રત્યવાય નથી ! એવા ધ્યાનથી પણ શિવ ઉપર પુષ્પ ચંદન ચઢાવવાં. આખા દિવસના ભૌતિક કાર્યવ્યવસાયની ગ્લાનિથી માણસનું ચિત્ત મલિન બની જાય છે છતાં આ પ્રમાણે દેવ કાર્યથી તે શુદ્ધ અને નિર્મળ બને છે!"

ગૌરીએ વિશેષ કાંઇ આનાકાની કરી નહિ ! બીજેજ દિવસે તેણે દીક્ષા ગ્રહણ કરી હંમેશાં નિયમિત પુષ્પચંદન ધૂપ, દીપવડે ઠાકુરજીની સેવા નૈવેદ્ય કરવા લાગી ! અને પૂજાનો પ્રસાદ, મિષ્ટાન્ન, ફળફળાદિ શંકર તથા તેના સહાધ્યાયી છાત્ર વર્ગમાં વહેંચી દેતી !

# પ્રકરણ ૨૦ મું.

## શિવાશ્રમનો મેનેજર.

ગૌરીના શિવાશ્રમનું કામ કાજ વધી ગયું હતું! જે ડુંગર ની તળેટીના નગરમાં શિવનાથે પ્રથમ આશ્રમ સ્થાપન કર્યો હતો તેની ખ્યાતિ શુદ્ધ પવનની લહેરની માફક ચોમેર પ્રસરી ગઇ હતી! વિવિધ સ્થળોએથી ઘણા શ્રીમંત શોખીન નરનારીઓ અહીં હવા ખાવાને આવતાં હતાં! જે આવતાં તે સર્વ ઘણું ખરૂં શિવાશ્રમમાંજ અતિથિ થતાં. આ વખતે નગરમાં શિવાશ્રમ એક જોવાલાયક સ્થળ બની ગયું હતું! પ્રવાસીઓ જે શિવાશ્રમમાં એક દિવસ પણ વિશ્રામ કરી ન જાય તેમનું આ નગર માં આવ્યું ન આવ્યું સરખુંજ મનાતું! ગૌરીને ત્યાં દાસ દાસી રસોઈયા વિગેરે કામ કરવામાં રોકાયેલાં હતાં તથાપિ ચોતરફનું કામકાજ વ્યવસ્થિત ચાલતું નહતું! એક વખતે આખો દિવસ પરિશ્રમ થતાં થાકી જઇને ગૌરીએ મન સાથે વિચાર કર્યો "હાય! શા વાસ્તે એમણે પૈસાને ખાતર મરૂભૂમિમાં ગોળા-ગોળીઓના મુખમાં ઝંપાપાત કર્યો? ઘેર એમને પૈસાની શી ખોટ હતી?" વળી ઘણીવાર ગૌરી પોતાના શિવમંદિરમાં ઠાકોરજીના સિંહાસન આગળ લોટી પડી આકુળવ્યાકુળ થઇને રોઈ પડતી અને કહેતી "પ્રભો! આ અબળાનો ગવ ગલિત થયો છે! માટે ક્ષમા કરો! મને વરદાન આપો! સંસારમાં દાસ દાસી, સોનુંરૂપું ઇત્યાદિથી સ્ત્રીને સુખ મળે ખરૂં? હે મંગલમય!

મારૂં મંગલ કરો! હવે મારાથી વિશેષ સહન થતું નથી! હવે મારા પ્રિયતમની સન્મુખ ભોજનનો તાટ પીરસી જમવા બેસાડતાં પવન નાખવાનો અમુલ્ય યોગ મને ક્યારે પ્રાપ્ત થશે? હું કુલવધુ બની સર્વ પ્રકારના કામકાજથી મુક્ત થતાં ઘરખૂણે ભરાઇ માત્ર સ્ત્રીધર્મ બજાવવાનુંજ કાર્ય કરવા ક્યારે શક્તિમાન થઇશ?–એમના માર્ગદર્શક થઇ એમની હિલચાલ ઉપર લક્ષ ક્યારે આપી શકીશ? હે અંતરયામી ભગવાન્! અંતરની સર્વ વાત આપ જાણો છો! જે આશાએ કટિબદ્ધ થઈ આ દુઃસહ કાર્યભાર માથે લઇ હું ઘુમું છું તે સર્વ આપ સમજો છો! મારી એ અંતરની આશાઓને નિરાશામાં ફેરવી નાંખશો નહિ! હે વરદ! મ્હને વર આપો! મ્હને મારો સ્વામી આપો!"

આવી રીતે ગૌરીને નિત્ય દેવસેવામાં બહુ વિલંબ થતો હતો! જે દિવસે માનસિક ઉદ્વેગ વધુ થતો તે દિવસે ઠાકોરજી આગળ પણ પ્રાર્થના–વાતચિત થતી નહિ! તે ઉપરાંત બહારના કામકાજમાં બહુ ખામીઓ આવવા લાગી! અનેક માનનીય અતિથિઓની સેવા વ્યવસ્થામાં ખામીઓ આવતાં તેને માઠું લાગતું હતું! આથી ગૌરીએ બને તો પોતાના આશ્રમમાં એક પગારદાર મેનેજર નીમવાનો નિશ્ચય કર્યો. તુરતજ દરેક જીલ્લાનાં પ્રચલિત વર્તમાનપત્રોમાં અંગ્રેજી અને દેશી ભાષામાં વિજ્ઞાપનપત્રો લખી નીચે પ્રમાણે પ્રસિદ્ધ કર્યાં!

### વિજ્ઞાપન પત્ર.

"શિવાશ્રમના કાર્યવ્યવસાય માટે એક શિક્ષિત, મિષ્ટવચની સચ્ચરિત મેનેજર જોઇએ છે! માસિક પગાર રૂ. ૫૦) આહાર, નિવાસસ્થાન વધારામાં મળશે! રૂબરૂ મળો. મંત્રી. શિવાશ્રમ

દાર્જીલિંગ (બંગાળા)

## WANTED.

A manager, educated, sweet-speaking, and wellbehaved, to work in **Shivashrama** Boarding House. Salary Rs. 50/ pr. mensem Boarding and lodging free.

Apply personally to

Proprietor Shivashrama Boarding House.

**Darjeeling,** ( Bengal )

નોકરીઓની જાહેર ખબરો વાંચનારા ઉમેદવારોનો અભાવ નહતો ! અનેક ઉમેદવારો આવી ગયા. કિન્તુ ગોરીની પસંદગીમાં એકકે ન આવ્યો ! બે ચાર દિવસ પછી એક દિવસે ગોરીના ટેબલ આગળ એક ગૃહસ્થે ઉભા રહી શિર ઝુકાવ્યું ! તેને જોતાં ગોરી ભાન ભૂલી જઈને ઉભી થવા જતી હતી કિન્તુ બીજીજ ક્ષણે મનને દબાવી રાખીને તે બેસી ગઈ અને પોતાના નૈસર્ગિક મધુર કંઠે બોલી " બેસો, કેમ પધારવું થયું મહાશય ? "

ગૃહસ્થ:-Are you the owner of the bording, Ma'am ?

ગોરી:-આપ જુઓ છો કે હું બંગાલી કન્યા છું-બંગાલી ભાષામાં વાત કરો !

ગૃહસ્થ:-માફ કરશો ! આજકાલ સર્વત્ર વ્યવહારમાં અંગ્રેજીજ વપરાય છે !"

ગૌરીઃ–તે ભલે હશે! પરંતુ દેશી ભાષામાં સમજી શકે તેવાની સાથે દેશી ભાષામાંજ વાત કરવાની ચાલુ જમાનામાં અગત્ય છે, એ અર્વાચીન શિક્ષિત ગ્રેજ્યુએટ પક્ષિધરો ભૂલી જાય છે એ દુઃખદ વાત છે!"

ગૌરી એ ગૃહસ્થના મુખ તરફ ખુબ સાવધાનપણે એ એકવાર જોઇ લીધું. પછી કાંઇક હસીને બોલી "વારુ, હું આશ્રમની માલિક છું–મંત્રી છું–આપને શું કહેવાનું છે?"

ગૃહસ્થઃ–આપને એક મેનેજરની જરૂર હતી ને?

ગૌરીઃ–આપ...ના! આપ કોણ છો?

ગૃહસ્થઃ–હું એ કાર્ય માટે ઉમેદવાર છું!

ગૌરીઃ–આપનું નામ શું?

ગૃહસ્થઃ–મારૂં નામ શિશિરકુમાર શર્મા!

ગૌરીનું લાલ મુખ કાંઇક વધુ લાલ થયું? તેણે જણાવ્યું "શિશિર અર્થાત્ નીહાર! ઉત્તમ! આપનો પરિચય તો આપો?

ગૃહસ્થઃ–મારૂં વતન પાટના જીલ્લામાં છે! હું કલકત્તા યુનિવર્સિટીનો બી. એ. ગ્રેજ્યુએટ છું? એથી વિશેષ પરિચય કેવો જોઇએ છીએ!

ગૌરીઃ–બી. એ. પાસ થયા છો તો કાયદાનો અભ્યાસ કરી વકીલ કેમ ન થયા?

ગૃહસ્થઃ–નાહક? જોટને શું! આ બધી ભાંજગડ આપને શું કરવા? આપના કાર્ય માટે હું લાયક છું કે નહિ તેજ જાણવા માત્ર હું ઇંતેજાર છું!

"હા! આપનાથી અમારું અમારૂં કાર્ય તો ચાલી શકશે? પણ કાયદા ભણેલા લોકોનો મને બહુ ભય લાગે છે તેથી જ પૂછવું પડયું!" ગોરી જરા નરમ થઇને બોલી.

ગૃહસ્થ–કેમ વારૂ? કાયદા ભણેલાનો આપને શો ભય લાગે છે?

ગોરીઃ–મહાશય! કાયદો એ વસ્તુજ ભયસૂચક ચિન્હ છે! અને જેઓ એ કાયદાને ચાવીને પેટમાં પધરાવે છે તેઓ સર્વ સાંસારિક કાર્યનાં મૂળમાંજ એકવાર નજર નાંખી દઇને પ્રયોજન અનુસાર કંઇક બાબતનો સ્વીકાર કરે છે અને કંઇક બાબત કાઢી નાંખે છે–પછી ભલેને તે બાબત ચોરી છીનાળીની હોય કે ભગવત્ પૂજાની હોય!

ગૃહસ્થના મોપર શેરડા પડી ગયા. તેણે કહ્યું ત્યારે મને આપશું કહો છો?

ગોરીઃ–હા! મને લાગે છે કે આપ અમારા કાર્ય માટે લાયક તો છો! કિન્તુ આપ બી. એ. પાસ થયેલા આવા વિદ્વાન અને આ નોકરી તો બહુ હલકી છે!

ગૃહસ્થઃ–મારૂં શરીર હાલમાં બરાબર સારૂં રહેતું નથી; તેથી કેટલાક દિવસ અહીં હવાફેર માટે રહેવા વિચાર છે! ત્યારે એમ થયું કે આપની નોકરી કેટલોક વખત કરીએ!

ગોરીઃ (હસીને) અરે ભલા માણસ! આપનું ભણ્યું ગણ્યું ગંગાજીમાં પડશે?

ગૃહસ્થઃ "તે જે થશે તે ખરૂં!

ગૌરીએ હાક મારતાં એક પરિચારિકા આવી ઉભી. તેને ગૌરીએ હુકમ કર્યો કે " આ બાબુજીને ભીતર લઈ જઈ હાથ મોં ધોવાને પાણી બાણી આપો! પછી એમના ભોજનાદિની વ્યવસ્થા કરો? એ આપણા આશ્રમના મેનેજર તરીકે આવ્યા છે!"

કેમ બાબુજી! આપને કાંઈ અડચણ તો નહિ પડેને?

ગૌરી આ વખતે ખડખડાટ હસી પડી! આવેલા ગૃહસ્થે ગૌરીના મુખ તરફ બેએક વાર શંકાશીલ વૃત્તિથી દૃષ્ટિપાત કર્યો! આટલી બધી સ્વરૂપવાન યુવતીના મુખ તરફ સરલતાથી દૃષ્ટિપાત કરવાનું પ્રારબ્ધ સાક્ષાત્ વસિષ્ઠ દેવને પણ અસાધ્ય ગણાય! બાબુ કાંઇ ચિત્રવત્‌જ બની ગયા! એક સાધારણ વાતચીતમાં નોકરીનું નક્કી થયું-એક મિનિટના સહવાસમાં પણ હાસ્યવિનોદ મોજશોખ અને ખાનપાનની વ્યવસ્થા-! શિશિરબાબુને આ સર્વ વાત જાણે નાટકી જેવી લાગી! આખો એકંદર પ્રકારજ જાણે કાંઈ અલૌકિક જણાયો! પરંતુ વિચારવાનો વધુ વખત ન હતો. ગૌરી બોલી " વારૂ, મહાશય, લો ચાલો! અંદર જઇ હાથ-મોં ધોઇ સ્વસ્થ થાવ! પછી ગૃહસ્થોનાં ચહાપાણીનો વખત થશે; આપ જોઇ સમજીને સર્વ કાર્યભાર ગ્રહણ કરશો!"

મેનેજરઃ—મારે અહીં શું કામકાજ કરવું પડશે?"

ગૌરીઃ—હાં! તે બાબતનાં આપને પુષ્કળ વાતો જાણવાની છે! આ આશ્રમમાં જે સર્વ શ્રીમંત આબરૂદાર ગૃહસ્થો દેશી અને યૂરોપીઅન બાબુઓ અને બાનુઓ, યુરોપીઅને. વિગેરે આવે તેમની આપે યથાસ્થિત આગતા સ્વાગતા કરવાની, તેમની ઈચ્છાનુસાર ખાનપાન આદિ વ્યવસ્થા લગાડી આપવાની! ભંડારનો

બિસ્તરા બિસ્તરા લેવાનો ! ક્યારે કઈ વસ્તુ કોને જોઈએ છીએ તે નક્કી કરીને લાવી રાખવાની ! વિશેષ ધ્યાનમાં એ રાખવાનું કે કોઈ પણ રીતે હલકી વસ્તુ આશ્રમમાં આવવી ન જોઈએ–બીજું સર્વ કાર્ય જેમ જેમ જોશો તેમ તેમ આપોઆપ આપના સમજવામાં આવશે ! એક બીજી અગત્યની વાત મારે આપની પાસે જાણવાની ઈચ્છા છે !

શું આપ અહીંયા સપરિવાર રહેશો ?

મેનેજરઃ—પરિવાર બરિવાર મારે કાંઈજ નથી !

ગૌરીઃ—હતો ! કે હમણાં નથી ? ના, હરગીજ નહિ !

મેનેજરઃ—(જરા અચકાઈને) ના, ના ! એ સર્વ સંતાપ મારે મૂળથીજ નથી !

ગૌરિઃ—(ગંભીરતાથી) વાહ ! આપના સરખા એકાદ ગૃહસ્થનેજ હું શોધતી હતી તે વિધાતાએ મને મેળવી આપ્યા !

મેનેજરઃ—(ચકિત થઈને) મારા સરખો ? એટલે કેવો ?

ગૌરિઃ—ખડખડાટ હસીને બોલી "આપના જેવો એટલે સ્વરૂપવાન, સશક્ત બાહોશ યુવક અને આપના જેવો સત્યવાદી–સાધુ–જીતેન્દ્રિય !" જાઓ મેનેજર બાબુ ! આપ થાક્યા પાક્યા હશો માટે અંદર જઈ પરિશ્રમ દૂર કરો !

બાબુ વિચારમાંને વિચારમાં પરિચારિકાની પાછળ પાછળ શૂન્ય દૃષ્ટિએ અંદર ગયો.

---

# પ્રકરણ ૨૧ મું.

## "શિશિર કે નીહાર"

આશ્રમમાં મેનેજરની નીમણુંક કરવાથી ગૌરીના શ્રમનો બોજો ઓછો થયો! સમય પણ બચવા લાગ્યો! ગૌરી હવે પોતાના આન્હિક પાઠપૂજામાં પુરતો વખત ગાળી શકતી હતી!

મેનેજર શિશિરબાબુ કાર્યકુશળ મનુષ્ય હોઇ આધુનિક રીતિ મુજબ સુધરેલો અને સુશિક્ષિત હતો! ગૌરી પણ તેના ચારિત્ર્ય વિષે સારો નરસો કોઈ પણ ભાવ ગણકાર્યા વિના તેના પર સોળે સોળ આના વિશ્વાસ રાખી બેઠી! તેના પર પોતાનો વિશુદ્ધ પ્રેમ નિખાલસ દિલથી બતાવવા લાગી! આ પ્રમાણે દર્શન માત્રથીજ પ્રીતિ ઢોળનારી ગૌરીની બૈરક બુદ્ધિ-કે દુર્બળતા માની જેમને જેમ કહેવું હોય તેમ કહેવું! મેનેજર વિશેષ મનસ્વિપણે આરામથી પોતાનું કામકાજ કરવા લાગ્યો. તેણે બે દિવસમાંજ જાણી લીધું કે આ રમણી ધનવાન અને ભાગ્યશાળી છે એમાં તો સંદેહજ નથી! તેમજ સ્ત્રી જાતિની પ્રકૃતિ મુજબ અલ્પ બુદ્ધિની છે. એ વાત પણ નિર્વિવાદ છે! પરંતુ સ્ત્રી ભલે તેટલી સુશિક્ષિત અને ધનવાન હોય છતાં તે જો કાર્યકુશળ ચતુર પુરૂષની બુદ્ધિ અનુસાર કાર્યભાર ચલાવે તો તે કામ સરલતાથી ચાલે છે એટલુંજ નહિ પણ માલિકને બે પૈસાનો ફાયદો પણ થાય છે!"

મેનેજર બાબુ આ પ્રમાણે આણીમેર પેલીમેર આવજા કરી

કરતા હતા! રમણીનું લક્ષ્યબિન્દુ શું હશે તે શોધવા નિરંતર પ્રયાસ કરતા હતા! બલિહારી પુરૂષબુદ્ધિના ગૌરવની!

એક માસ કરતાં વધારે સમય થઇ ગયો! ગૌરી મેનેજર પાસે કદી પણ હિસાબ કિતાબ, નફો નુકશાન સંબંધી વાત કાઢતી નહિ! કેવળ એટલું કહેતી "મેનેજર બાબુ, ધ્યાન રાખજો કે આપણો આશ્રમ કોઈ પણ રીતે નિંદા પાત્ર ન થાય! કે તેમાં ખામી ન આવે! તે માટે પૈસા ટકા ખરચવાની ન્યૂનતા ન રાખવી!"

અને આ પ્રમાણે ગૌરી મેનેજરને કહીને માત્ર ન રહેતી પણ પોતે જાતે સર્વ બાબતોપર દેખરેખ રાખતી!

આશ્રમના સર્વ કાર્ય વ્યવસાયમાં રોકાવા છતાં શિશિર બાબુને શાંતિ વળી નહિ! પ્રવાસી માણસને ઘરબારની જેટલી સ્વાભાવિક ચિંતા હોય તેટલી તો તેને હતી!–ઉપરાંત તે ચિંતા દિન પ્રતિદિન વધવા લાગી! ગૌરી કોની કન્યા હશે? એમ થતાં આશ્રમના નોકર ચાકર રસોઇયા સર્વ આગળ તેણે ગૌરીનો પરિચય મેળવવા પ્રયાસ કર્યો પણ તેમાં આખરે તે નિરાશ થયો! સર્વ કહેતાં "એ તો માલિક–અમે નોકરચાકર! અમે તેમના સંબંધી વિશેષ કાંઈ જાણતાં નથી! એમ સાંભળ્યું છે કે એમના સ્વામી એમની સાથે કજીયો કરી સંસાર ત્યાગ કરી યુદ્ધક્ષેત્રમાં લડવા ગયા છે! અને એ બાઈ અહીંયા આશ્રમ સ્થાપી ધનસંચય કરે છે!" શંકરને પૂછતાં તે બાલક તદ્દન મનસ્વીપણે જરા દમામભેર કહી નાંખતો "બાબુ! આપ અહીં નોકરી કરવા આવ્યા છો? માલિકના કૌટુમ્બિક જીવન

સંબંધી પુછપરછ કરવાનું આપને શું પ્રયોજન છે? વિશેષમાં માલિક સ્ત્રી જાતિ છે; તેમની ખાનગી બાબતની તપાસ કરવામાં આપની નીચતા કહેવાય!"

ઘણું ખરૂં શંકર મેનેજર બાબુ સાથે વધારે ભળતો નહિ!

આ તરફ ગૌરી તદન સંકોચ રાખ્યા વિના શિશિરબાબુ સાથે મળતી! અવસર આવે તેની સાથે રહસ્યમય વાર્તાલાપમાં નિર્દોષ હાસ્યવિનોદ કરતી કિન્તુ કોઇ પણ દિવસ તેના કૌટુમ્બિક જીવનના રહસ્યનો લેશમાત્ર પણ જાણવાની મેનેજર બાબુને કદી તક મળી નહિ!

કેવી આફત! એકતો ગૌરી અનુપમ સુંદરી–પૂર યૌવન અને લાવણ્યનો મહાસાગર! તેના પ્રત્યેક અંગે અંગમાં, અને તરંગે તરંગે ચમકાર મારતો હતો! વળી યુવતી નિરંતર હસમુખી અને ટીખળી હતી! તેના હૃદય પ્રદેશમાં કેવું પ્રીતિમય અમૃત ભરેલું હતું? એ અમૃતપાત્રમાં જેનું ચિત્ત ચલાયમાન ન થાય તે પાષાણ તુલ્યજ પુરૂષ કહેવાય! **सुभाषितेन गीतेन युवतीनां च लीलया मनो न मृद्यति यस्य स योगी चाथवा पशुः॥** આ અનુભવ સિદ્ધ સૂત્ર લાગે છે! કિન્તુ એ સુગન્ધીમય અમૃતનો ઉપયોગ પાષાણ કે કુસુમથી રચાયેલો હશે એ રહસ્યનો ભેદ કોણ કહી શકે? શિશિરકુમાર–બી. એ. ગ્રેડયુએટની બુદ્ધિ આ ગહન વિષયમાં બહેર મારી ગઇ.

એક માસ બે માસ એજ પ્રમાણે વહી ગયા! ત્રીજે માસે શિશિર બાબુના વિચારમાં પરિવર્તન થયું! ગૌરીની નોકરી કરી પગાર લઉં નહિ. વિના પગારે નોકર થઇશ–તન મન ધન તેને

સમર્પણ કરીશ—જોઉં છું વિધાતા શું કરે છે?" ત્રીજો માસ પણ પુરો થયો! ગૌરીએ પગારની વાત કાઢતાં મેનેજર બાબુએ કહ્યું "ના, મને પૈસાની જરૂર નથી આપની પાસેજ રાખોને! કાંઈપણ આનાકાની કર્યા વિના ગૌરીએ એ વાતનો સ્વીકાર કર્યો. ચોથો માસ પણ એમજ વીતી ગયો!

ગૌરીએ હસીને કહ્યું "નીહારબાબુ?"

શિશિરબાબુ ચમકીને બોલ્યો "આપે મારૂં નામ બદલી નાંખ્યું હોય એમ લાગે છે!"

"એમ હશે! આપના જણાવેલા નામે બોલાવતાં મને જાણે કાંઈ બાધ લાગે છે! માટે હું તો મેનેજર બાબુ કહીને બોલાવીશ! હાં!

મેનેજરબાબુ! શું ત્યારે આપ વિના પગારે મારા નોકર થશો?

મેનેજરઃ—હા! વિચાર તો એમજ છે!

ગૌરીઃ એમ કેટલા દિવસ નભશે!

મેનેજરઃ—મારી તો ઇચ્છા છે કે આખું જીવન!

ગૌરીઃ—(મૃદુ હસીને) શું મારાપર આપ આટલોબધો મોહ પામી ગયા છો?

ગૌરીના મૃદુ હાસ્યરૂપ તીવ્ર તાપથી શિશિર જાણે બળ્યો બળ્યો થઇ ગયો?

તત્ક્ષણે ગૌરી તેને બીજું કાંઇ કાર્ય સોંપી ત્યાંથી પસાર થઇ ગઇ!

"દિવાનખાનામાં અનેક ગૃહસ્થો એકત્ર થયા છે" એ વાત ત્રણ વાર કહી એક નોકર મેનેજર બાબુને બહાર લઇ ગયો!

---

# પ્રકરણ ૨૨ મું.

## ચારિત્ર્ય પરીક્ષા.

કેટલાક દિવસ સુધી તો ગૌરીની સાથે મેનેજરને વધુ મેળાપ ન થયો! મેનેજરગિરિમાં કાંઈક અવ્યવસ્થા થવા લાગી! ચારેક દિવસ પછી ગૌરીએ મેનેજરને પોતાના રૂમમાં બોલાવી કહ્યું "બાબુ આપને જરા દિલ્હી જઈ આવવાનું છે! કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થ અતિથિ આવવાના છે તેમને ઉપયોગી કાંઈક વસ્તુઓ ખરીદી લાવવાની છે!"

મેનેજર સહસા કાંઇપણ ઉત્તર આપી શકયો નહિ! તેનું મોં લેવાઇ ગયા જેવું જણાયું! જાણે કે તે એ કાર્યથી વિરૂદ્ધ હોય એમ લાગ્યું. તેની આ સ્થિતિ જોઇ ગૌરીએ હસતાં હસતાં કહ્યું "બાબુ, આપ તો મારા બિન પગારી નોકર છો અને આવા કાર્યમાં આનાકાની કર્યે કેમ ચાલશે? સેકંડકલાસની મુસાફરી કરી, જરા સહેલ સપાટો કરી પાછા આવજો! ગાવાવાળી નાયકાના બેચાર ખ્યાલ ગજલ ટપ્પા સાંભળી જરા દિલખુશ કરી આવાશે! કિન્તુ વિલંબ કરવાનો નથી. આપને વિલંબ થતાં મને કંઈ કંઇ શંકા કુશંકાઓ થશે! વળી સાથે બીજું એક કામ કરવાનું! દિલ્હીમાં જોતા આવજો કે સારૂં સગવડતાવાળું એકાદ મકાન મળી શકે કે નહિ! અનુકુળ પડશે તો આપણે અહીંથી ત્યાં જઈ વેપાર રોજગાર કરીશું. અહીંને માટે વળી એકાદ મેનેજર રાખી કામ સોંપાશે! કેમ શું કહો છો?" ગૌરીએ

આટલી બધી વાતો કરી પણ મેનેજરબાબુ એ સર્વ સમજી શકવા જેવી સ્થિતિમાં ન હતો ! છતાં તાત્કાલિક ઉત્તર આપતાં તેણે જણાવ્યું "જેવી આપની ઇચ્છા !"

ગોરીઃ—"તે તો ઠીક; આપ નોકર છો; હું માલિક છું ! પણ વિલંબ ન કરશો આજ પાંચ વાગ્યાની ગાડીમાંજ જાવ ! હમણાં ત્રણ તો વાગ્યા છે ! જરા જલ્દી કરો ! સામાનની યાદી કરી લો !"

ગોરીએ લખાવવા માંડયું તેમ મેનેજરે તે લખી લીધું ! કિન્તુ લાવવાનો સામાન કાંઇ વધુ ન હતો ! સો રૂપીઆની કિમતમાંજ અટપાઇ ગયું ! પછી ગોરીએ જોઇએ તે કરતાં વધારે કિમતની નોટોનું એક બંડલ મેનેજર આગળ ફેંકી જણાવ્યું "જુઓ બાબુ ! રસ્તામાં અગર ત્યાં જઇને કાંઇ કષ્ટ ભોગવશો નહિ. ખર્ચ કમી કરવાથી મારા પૈસાનું સાર્થક થનાર નથી ! હું પૈસેટકે કાંઇ કંગાલ નથી ! દિલ્હી જેવા રાજધાનીના શહેરમાં સર્વ જોવાલાયક બાબતો બે દહાડા રહી ફરી જોઇ આવજો. બે દિવસ વાર થશે તો પણ શું અડચણ છે? કિન્તુ જુઓ, ભૂલી ન જતા, ગાનારીઓને જોતાં તેમનાં હાસ્યમય મર્મ વચનો અને કટાક્ષથી ભરમાઈ ન જવાય. બાકી આપતો ચતુર પુરૂષ છો !"

"આપતો કાંઇ ખુબજ કમાલ કરોછો ને?" એમ કહેતાં મેનેજરના કાન અને મુખમાંથી અગ્નિ ઝર્યો !

એ લામાં એક પરિચારિકા મિષ્ટાન્નનો થાટ લાવી મુકી ગઇ. મેનેજરે કહ્યું "આ કેમ?"

ગોરીઃ—"આપ જમી લો ! પછી અગીયાર વાગ્યા સોરૂ જમવાનું મળશે ! જરા નાસ્તો લીધા જેવું થશે.

આટલું સિલકમાં હતું માટે જમીજલોને! આપ જાણતા નથી કે ભોજન સામગ્રી વધે છે તેથી મને બહુ ગુસ્સો ચડે છે!"

શિશિરબાબુએ મિષ્ટાન્નનો તાટ ખેંચી જમવાનું શરૂ કર્યું! કિન્તુ તેમાંની વાનીઓ ખારી હતી કે મોળી તેનો પણ તેને કાંઇ ખ્યાલ આવ્યો નહિ! બહાર કોચમેને હાક મારી "બાબુજી ગાડી આયા! જલદી જલદી ચલો!"

ગૌરીઃ-મહાશય! ગાડી આવી છે! હવે વાર કરશો તે નહિ ચાલે! ફાવે તો બેએક લાડુ સાથે લેઇ જાવ! નહિ તો પસ્તાશો! પોર્ટમેન્ટો તો તૈયારજ હશેને?

"હા જી" કહી મેનેજરે એક હાથમાં પોર્ટમેન્ટો (પછી ભલે તે ભરેલો હોય તે ખાલી, પ્રભુ જાણે!) લીધો અને બહાર નીકળ્યો જાણે કે દોરીથી બાંધેલું રમવાનું રમકડું!"

ગૌરી મનમાં કાંઈક હસી અને શંકરને હાંક મારી!

શંકરે આવીને પૂછ્યું "ભાભી! મેનેજર બાબુને દિલ્હી કેમ મોકલ્યા?"

ગૌરીઃ-બેચાર લાડુ લેવાને!"

શંકરઃ-(હસીને) ના, ના, તમારી કાંઇ બીજી મતલબ હશે!

ગૌરીઃ-હહહઅ! બિચારો બબુચક જેવો છે ત્યારે મેં જાણ્યું કે ઠીક છે ત્યાં જઇને શહેર જોતાં જરા કાંઈ રીતભાત શીખી આવે!

શંકરઃ-(કંઈક ચીડાઇને) ત્યારે એવા બબુચકને રાખવાનું શું પ્રયોજન?

ગૌરી-તમારા ભાઇ આવશે ત્યારે હું બતાવીશ કે હું એક નર નહિ પણ વાનરનું પોષણ કરૂં છું!

શંકરઃ–એમ ન બોલશો! છે તો બી. એ. પાસ! ખુબ ભણેલો!

ગૌરીઃ–તે તો એકલો બી–એ નહિ પણ સાથે બી. એલ સુદ્ધાં!

શંકરઃ–ઓહો! ત્યારે તો ભાભી તમે એને પ્રથમથી ઓળખતા હશો! કહોને ભાભી, કેમ બોલતાં નથી!

ગૌરી–જરા થોડા દિવસ સબુર કરો! વારૂ, પણ આજની ટપાલમાં કાગળો આવ્યા છે કે નહિ?

શંકરઃ—ના! હું હમણાંજ ટપાલ ઓફિસમાં જાઉં છું. એટલું કહી શંકર ત્યાંથી વિદાય થઇ ગયો.

મેનેજર બાબુ દિલ્હી ગયા પછી ગૌરીએ હિસાબના કાગળો તપાસતાં બાબુએ પૈસાનો ઘોટાળો કરેલો જણાયો. તેના ચારિત્ર્ય વિષે એને શંકા તો મૂળથીજ હતી. પરંતુ આજની તપાસમાં વખતો વખત દાર્જીલિંગની નામીચી વેશ્યાઓની ચિઠ્ઠીઓ–પત્રો આવતા તેમાંના બેએક પત્રો નીકળ્યા આથી શીલકનો ઘોટાળો અને આ બીજી બાબત બંને વચ્ચેની સાંકળ બરાબર સંધાયેલી જણાઈ! અને ગૌરીને તો ખાત્રીજ હતી કે મેનેજર બાબુ દિલ્હીથી ચોક્કસ મોહ પામી ત્યાં રહેવાની સગવડ કરી લાવવા ચુકનાર નથી.

વાંચક! સરસ્વતીચંદ્રની કુમુદસુંદરીના ઉદ્દગાર કેવા! "શું વિદ્યા ક્રુરતાની અંગભૂતજ હશે?" પરંતુ આ તો સ્વરૂપ ફરી ગયું! "શું વિદ્યા તે વ્યભિચારની અંગભૂતજ હશે?" સમય જતાં એવો ફેરફાર પણ સંભવિત છે!

---

# પ્રકરણ ૨૩ મું.

## પતિભક્તિ કે પ્રભુભક્તિ.

ગૌરીને શિવનાથનો પત્ર મળ્યો! પત્ર ઘણોજ મધુર હતો!

પોષ માસની કડકડતી થંડી જતી રહેતાં માઘ માસના અપરાન્હે ફર ફર પવન વાતો હોય તે વખતે વૃક્ષલતા સમજી શકતી નથી કે એ વસંતનો સ્પર્શ હશે! એટલામાં તો ફાગણીનો સમય આવતાં લતા-પત્રોનાં હૃદય કંપી ઉઠે છે! ધીમે ધીમે પલ્લવો ફૂટવા માંડે છે! રોમાંચ દ્વારા શિરાએ શિરાએ કુસુમના અંકુરનો વિકાસ થાય છે. વનના સામ્રાજ્યમાં કેમ જાણે કાંઇ આનંદી મદીરાસક્ત બંસરી વાગી રહે છે! આમ સ્વામીનો પત્ર મળતાં લાંબા સમયના વિરહાગ્નિથી બળી રહેલું ગૌરીનું મનોરાજ્ય આજે આશા અને આનંદના આવેગથી ઉછળી આવ્યું!

શિવનાથનો પત્ર નીચે પ્રમાણે હતોઃ—

"પ્રિય ગુણિયલ ગૌરી !

મારૂં કાર્ય સંપૂર્ણ થયું છે. મને પ્રભુનું વરદાન પ્રાપ્ત થયું છે! મારી સાધના સાર્થક થઇ છે. આવતા આશ્વિન માસમાં કુમારી ગૌરીનું મુખદર્શન કરવા હું સમર્થ થઇશ! અંતરનો આવેગ અવર્ણનીય છે તેને પત્રમાં શાહીના અક્ષરોથી છંટકાવીને વૃક્ષ ચીતરી નાંખવા ઇચ્છતો નથી! તારૂં હસતું મુખ જોયા પછી તે કહીશ! એજ સુખની આશાએ મારો રસ્તાનો થાક કમી થશે. મારી સહૃદય ભક્તિ અને પ્રણામ સાથે આ સમાચાર

આપણા પરમનિષ્ઠ ગુરૂ ભગવાન્ ભવાનીપ્રસાદ ઠાકુર મહાશય ને આપજો !"

આ પત્ર ભાદ્રપદ માસમાં આવ્યો હતો ! તે દિવસે આકાશ વાદળાંથી ઘમઘોર થઈ ગયું હતું. પરોઢીયામાંથીજ વૃષ્ટિ શરૂ થઇ ગઇ હતી અને તે કેવળ વૃષ્ટિજ-પવન નહિ ! બે પ્રહર વીતી જવા છતાં તે દિવસે સૂર્યોદય થયો જણાયો નહિ ! બોર્ડિંગના લોકો બપોરે ભોજનાદિ કાર્ય પરવારી કોઇ વામકુક્ષી કરતા હતા, કોઇ પુસ્તક-વર્તમાનપત્રો વિગેરે વંચતા હતા, કોઇ કોઇ પરસ્પર રાજ્યનીતિ સંબંધી વાર્તાલાપ કરતા હતા. આમ સર્વ કોઇ બહાર નીકળ્યુંજ નહિ ! એવા સમયમાં શિવનાથનો પત્ર આવ્યો ! ગૌરીએ શંકરને બોલાવી કહ્યું "તમારા ભાઇનો પત્ર આવ્યો છે, લ્યો, વાંચો. શંકરે પત્ર વાંચીને ઉચ્ચ કંઠે જણાવ્યું." ઓહો ! ભાઇ તો આવે છેને ? ત્યારે એમના લાખ રૂપીઆ પુરા થયા હશે કે શું ? મોટી ભાભી ! આજે ઠાકોરજીને કાંઇ નૈવેદ્ય, ભોગ, પ્રસાદ ધરાવવાં નથી ?"

ગૌરીઃ—ઠાકોરજીને તો રોજ ભોગ ધરાવીએ છીએજ તો ? તો આજે પણ આનંદથી ઠાકોરજીને સરસ ભોગ ધરાવો ! તમારે શું ધરાવવાની ઇચ્છા છે, ન્હાનાભાઇ ?"

શંકરઃ—ભાભી ! આજે તો ઠાકોરજીને "પેંડા" નો ભોગ ધરાવવો જોઇએ ? ભાઇ આવવાના છે જાણ્યુંને ? પછી સર્વને પ્રસાદ વહેંચી દેજો ?

ગૌરીઃ—ભલે ! તેમ કરો ! દસ રૂપીઆ લઈ ચક્રવર્તી મહાશયને આપો તે પેંડા લઇ આવે.

શંકર રૂપીયા લેવા ગયો ! સ્હામે જે મળે તે સર્વને કહેતો " મારા મોટા ભાઇ લાખ રૂપીયા લઈ ઘેર આવે છે. "

ગૌરી એકલીજ તે બીજા માળના એકાંત ખંડમાં બેશી રહી, આકાશમાં વિજળી નૃત્ય કરી રહી હતી ! વૃષ્ટિના બિન્દુઓથી વૃક્ષનાં પાંદડાં ડોલતાં હતાં ! દૂરથી ન્હાના ન્હાનાં ગિરિશિખરો વરસાદ પડવાને લીધે ધુમાડાની માફક ઉડતાં હતાં ! ગૌરીની આંખમાં આજ આ સર્વ સૃષ્ટિ સૌંદર્ય કાંઇ નવીનજ ભાસતું હતું ! જાણે આટલા દિવસ તેણે આમાંનું કાંઇજ જોયું ન હોય ને ? કેટલીક ક્ષણ પછી યુવતી ભયથી કંપી ઉઠી–બડબડવા લાગી " આટલો દૂરનો માર્ગ ! તેમાં અનેક કષ્ટ આપત્તિ પડતાંજ હશે તો ! હે દયાનિધિ ! હું તો નિરંજન આપના ચરણમાં પુષ્પ ધરૂં છું ! અને આપ કેવા નિષ્ઠુર હ્રદયના પુરૂષ કહેવાઓ ? આવો પત્ર આપે શા માટે મોકલ્યો ? અને તે પણ ભાદ્રપદ માસની અધવચમાં ! આશ્વિનમાં આપ આવશો ! પણ આશ્વિનમાં ક્યારે ? પ્રારંભમાં કે અંતમાં ! તે કાંઇ નક્કી નહિ ? આટલી આગમચ પત્ર શા માટે લખ્યો ? મેં આપને ઘેર પાછા વળવાને કાંઇ સોગંદ તો આપ્યા નહોતા ? આપ હજી પણ બીજા છ માસ ન આવોને ! આ પત્ર પછી આટલા લાંબા દિવસ હું શી રીતે ગાળીશ તે શું આપને ખ્યાલ છે ? આવશો એમ જણાવો છો ત્યારે એક વાર આવી મારી સન્મુખ ઉભા કેમ નથી રહેતા. જ્યારે આવવું હોય ત્યારે આવજો. આપની ઇચ્છા ! આપ નહિ આવો તો પણ મારે શું ? આટલા દિવસ તો આપના દર્શન વિના પણ જીવતી રહી છું ! મારે શાની ખોટ છે ? અહીંયાં જોઇએ તેટલા પૈસા છે. હું તો રાજાની પેઠે ખાઇ પીને દિવસ

ગુજારી શકું તેમ છું કિન્તુ ગુજરાય શી રીતે? એ એક રૂપીઆ મારા કલેજાના રક્ત કરતાં વિશેષ છે! હું તો તે ખર્ચ કરી શકતી નથી. એ તો મારી ઇષ્ટ પૂજાનું પુષ્પ—મારા ઉપાસ્ય દેવતાનો અર્ધ્ય!"

આમ વિચાર કરતાં કરતાં સંધ્યાકાળ થઈ. શંકરે આવીને કહ્યું "ભાભી, ચાલો, ચાલો, જુઓ તો ખરાં ઠાકોરજીનું મંદિર કેવું શણગાર્યું છે?"

ગૌરીએ વસ્ત્ર બદલી શુદ્ધ રેશમી સાડી પરિધાન કરી પૂજા મંદિરમાં પ્રવેશ કર્યો. શંકરે આજ સુંદર મિષ્ટાન્ન અને ફળફુલ મેવા ઠાકોરજીના નૈવેદ્યમાં ધરાવ્યા હતાં. ગૌરીએ આરતી કરી અંજલી ભરી પુષ્પ લઇ ઠાકોરજીની પૂજા કરી! તેની પૂજા સમયે સર્વ કોઇને ત્યાં પ્રવેશ કરવાની મના હતી. આજે પણ તેમજ બન્યું. તેણે એકલાંજ બોલવા માંડયું "દયાસિંધુ! આટલી દયાની ભિક્ષા માગી શું હું આપના ચરણમાં નહિ આવી શકું? લોકલજ્જા, લોકનિંદા, લોકાચારની મારે ખટપટ નથી—માત્ર આટલી માયાથી ભરેલી હું અબળા છું. સર્વ ભૂલી જઈ એક સ્વામીમાં મગ્ન બની હતી. સમય આવતાં તે પણ છોડી દીધું છે! ત્યાર પછી ભવાનીપ્રસાદ ઠાકુરે આવી આપનું શરણ મને બતાવી આપ્યું છે. હું સર્વ ભૂલી આપના ચરણ પકડી બેઠી હતી! આજે મારા તે ચરણ પકડવાનું સાથક થયું, પ્રભુ! આ મૃત્યુલોકની સૃષ્ટિમાં વૈકુંઠનો લાભ મળે છે એમ મેં સાંભળ્યું છે તે હું શી રીતે માનું? દયામય દીન બંધુ! આનંદમય નારીનું વૈકુંઠ કયાં! મારો આનંદ, મારૂં સ્વર્ગીય સુખ જેમાં છે તેતો આપ સર્વજ્ઞ હોઈ જાણોજ છો! હે કૃપાનિધિ! આપના વરદાનથી હું સિદ્ધિ પ્રાપ્ત કરી દંભી થવાની—તેમ થતાં કદાચ

આપને પણ વિસરી જવાની-કિન્તુ મારાપર ગુસ્સો કરશો નહિ, હું પામર મનુષ્ય-નારી-યુવતી છું! મને આપનું વિસ્મરણ ન કરાવશો!" પૂજા સમાપ્ત કરી ગૌરીએ પ્રભુ પ્રસાદી મિષ્ટાન્ન સર્વને વહેંચી આપ્યું! આ વખતે વૃષ્ટિ પડતી હતી! છતાં સંધ્યા-કાળ પછી તે સહજ બંધ પડી! ગૌરી પોતાના ભવનમાં બેસી વિચાર કરતી હતી! રાત્રીના દશ વાગી ગયા હતા છતાં શૈય્યામાં પડવાની તેને કાંઇ ઇચ્છા થતી જણાતી નહોતી! મનનો ઉદ્વેગ કાંઇ ઓછો ન હતો! એટલામાં અચાનક મેનેજર બાબુ ત્યાં આવી ઉપસ્થિત થયો! તેને જોઈ ગૌરી કાંઈક હસી; કાંઈક વિચાર્યું. પછી બોલી "ઓહો! આપ આવી પહોંચ્યા? કેમ સમાચાર તો સારા છે ને? કોઇ વફાદાર સ્વામીભક્ત શ્વાનની માફક નાસી આવ્યા હોય એમ જણાય છે? આવા મોટા રાજધાનીના શહેરમાં સારી રીતે જોઇ હરીફરીને રહેવા જેટલી સબુરી રહી નહિ ખરૂ?"

મેનેજરે હસીને કહ્યું: "પ્રમાદી અવસ્થા રાખવી એ મારા સ્વભાવની વિરૂદ્ધ છે. દિલ્હીથી એક અત્યુત્તમ મકાન નક્કી કરીને આવ્યો છું!"

ગૌરી:—વાહ વાહ! બહુ ઉત્તમ! એતો મારી ખાત્રીજ હતી! કાલે સ્હવારે સર્વ હકીકત સાંભળીશું! આજે તો આહાર ભોજનાદિ પરવારી વિશ્રામ લો!"

આટલું કહી ગૌરી ત્યાંથી પસાર ગઈ ગઇ! મેનેજરને તે ગૌરી આજે જાણે કોઇ નવીન સ્વરૂપમાંજ જણાઈ! તેના મનમાં નાના પ્રકારના સંદેહ-તર્ક વિતર્ક થવા લાગ્યા!

---

## પ્રકરણ ૨૪ મું.

### મેનેજરનું પોગળ.

બીજે દિવસે પ્રાતઃકાલમાં ગૌરીએ મેનેજરને બોલાવ્યો. તે વખતેજ તેની મુખમુદ્રા ગંભીર કાંઇક વિરક્ત હતી ! મેનેજર આવતાંજ તે બોલી ઉઠી "જુઓ મહાશય ! આપના ગુણ મારા જાણવામાં આવી ગયા છે ! આપ આજેજ મારી આવક-ખર્ચનો હિસાબ આપી માનભેર વિદાય થઇ જાવ ! એ સાંભળી મેનેજર બાબુ સ્તબ્ધ થઈ ગયો ! એકાએક વજ્રપાત થતાં મનુષ્યની જે સ્થિતિ થાય તે કરતાં પણ એની સ્થિતિ બહુ માઠી થઇ ગઇ. શિશિર બાબુના મોમાંથી એક પણ અક્ષર બહાર પડ્યો નહિ ! ગૌરીના કહેવાનો ભાવાર્થ તેના સમજવામાં આવ્યો નહિ ! માયાથી મુગ્ધ બની ગયો હોય એમ સ્થિર નેત્રે ગૌરીના મુખ તરફ તે જોઈજ રહ્યો ! આ વિલક્ષણ પુરૂષની માનસિક સ્થિતિ જોઇને ગૌરીનું હસવું બંધ રહી ગયું, અને તેની જગ્યાએ ગુસ્સાનો આવિર્ભાવ આવી જતાં ભવાં ચડાવી ગૌરીએ પૂછ્યું "આપનું નામ શિશિર કુમાર !"

શિશિરકુમાર નિરૂત્તર રહ્યો ! જાણે કે તેનું હૃદય યંત્રની માફક સ્થિરજ બની ગયું ! ગૌરી આ વખતે હસી પડી ! તુર્તજ વિજળી ચમકે એટલા વખતમાં ગંભીર ગગન મંડળની માફક મુખથકી પલકમાંજ ફરવી નાંખી તે બોલી "શિશિરકુમાર આપનું ફરેબી નામ છે ! આપનું ખરૂં નામ તો નીહારરંજન છે !

આપ પાવના જીલ્લામાં વકીલ છો–જે જાતનો મને વાઘના બચ્ચા જેટલોજ ભય લાગે છે એ આપ જાણો છો!" કેવી આફત! ભયાનક અરણ્યમાં એકાએક સિંહના પંજામાં આવી પડેલો મનુષ્ય દોડીને ક્યાં જાય! મેનેજરની પણ તેવીજ સ્થિતિ થઇ હતી! નાસી જવા જેટલું ધૈર્ય પણ તેને રહ્યું નહોતું! શક્તિ હોય તો આ મહાત્મા પુરૂષ નિશાન તાકીને ત્યાંથી પલાયન કરી જઈ, પુરૂષત્વનો પરિચય આપી શકે–કિન્તુ એ પુરૂષત્વે તેની પાસેથી ક્યારનીયે રજા લીધી હતી! શિશિર–કે નીકાર બાબુ આ વખતે નીચું મસ્તક રાખી પોતાના પગનું નિરીક્ષણ કરવા લાગ્યો!

એકંદર પ્રકાર જોતાં આશ્ચર્યચક્તિ થઈ ગૌરીએ જણાવ્યું "આપ જ્યાં વકીલાત કરતા હતા ત્યાં અનાજવાળો, કાપડીયો, મોચી, હજામ, ઘોબી અને ભંગી સુદ્ધાંના આપ દેવાદાર–તેમના દેવાના ભયથી આપ નાસી આવી આ સ્થળે નામ છુપાવી, જાત છુપાવી રહ્યા છો!" આટલું કહી ગૌરીએ પુનઃ યુવકના મુખ તરફ કટાક્ષભર્યો દ્દષ્ટિપાત કર્યો! યુવકનું સર્વાંગ કંપતું હતું! બન્ને નેત્રો અશ્રુથી ભરાઇ ગયાં હતાં! પુરુષ ઉંમરે ખુદ્દનું રોવાય નહિ તેથી રોવાનું જેમતેમ અટકાવી રાખ્યું હોય એમ લાગતું હતું!

ગૌરીએ પુનઃ કહ્યું "આપ જે કાંઇ બચાવમાં કહેવા ઇચ્છતા હશો તે સર્વ ખોટું છે! આપની પરિણીતા પત્ની શ્યામા સુંદરીને બે બાલક સંતાન સહ નિરાધાર અવસ્થામાં મુકી આપ નાસી આવ્યા છો! ધિક્કાર છે આપના પુરૂષત્વને! જવા દો એ બધી ભાંજગડ! વિશેષમાં આપે આજ કેટલાક માસ થયાં આઠસો રૂપીઆ બોર્ડિંગના હિસાબમાંથી ઉચાપત કર્યા છે! મેં હિસાબ

મેળવી જોતાં પકડી કાઢયું છે! આપના રૂપીઆ સેવિંગ્ઝ બેન્કમાં જમા છે તેની પણ હકિકત મને મળી છે! માટે હિસાબનો નિકાલ કરી મારી સીલક નોકરી સર્વ સોંપી સન્માનભેર ચાલ્યા જાવ! પછીથી બીજા માણસોના વ્યવહારમાં જે ખોટા દસ્તાવેજો, ખોટી સહીઓ આપે કરી છે તે સંબંધમાં તો જે થવાનું હશે તે થશે!"

એટલામાં શંકર ત્યાં આવી પહોંચ્યો અને હસતાં હસતાં બોલી ઉઠયો "કેમ મેનેજર બાબુ! આપ આવા માણસ હશો તે તો અમારા સમજવામાંજ ન આવ્યું? છેક નામ પણ બદલી નાંખ્યું?" નીહારબાબુ કેટલીક ક્ષણ પછી કાંઇક શાંત થઇ બોલ્યો "તમે બધા મને કેવો ધારો છો? જાણો છો ને કે હુ એક Educated માણસ છું! મુર્ખ નથી! સ્હમજ્યા?"

શંકર અને ગૌરી ઉભય ખડખડ હસી પડયાં! ગૌરીએ જણાવ્યું "આપ એક બી. એ. બી. એલ. વકીલ, આવા મોટા મહાન્ પુરૂષ તે તો અમે જાણીએજ છીએ! છતાં છોકરાં છૈયાંથી ઘણા હેરાન થતાં ઘર છોડી નાસી આવ્યા અને નામ પણ બદલી નાખ્યું એજ આપની વિશેષતા! પરંતુ અહીંથી હવે નાસી જવાની વાત ધારતા નહિ! વખત આવ્યે હું આપને પોલિસમાં પરહેજ કરાવતાં પણ ચુકીશ નહિ! મને આપ આપની પત્ની શ્યામા સુંદરી જેવી બાઇ માણસ ન ધારશો કે એકદમ ભોળવાઇ કે ગભરાઇ જાય!" આવી સખત ધમકીથી વકીલ બાબુઓ કોઈ હારે તેમ છે! એટલે નિહારબાબુ બહુ નીચા સ્વરે હાથે હાથ ઘસતાં બોલ્યો "આપ મારાપર કેટલા રૂપીઆનો આરોપ મુકો છો?"

ગૌરીઃ—આઠસો રૂપિઆ માત્ર !

નીહારઃ—એટલા રૂપીઆ કાંઈ મારે દેવા નથી !

ગૌરીઃ—એ કરતાં કાંઇ કમી હશે એમ કહો છો ! કદાપિ નહિ ! તેમ કદી બનેજ નહિ ! (ટેબલના ખાનામાંથી બે એક પત્રો કાઢી )આ પત્રોઆપના પરજ આવેલા કે નહિ ? કહો જોઇએ ?

ગૌરીનો આ વખતનો રૂવાબ જોઇ બાહોશ વકીલનું સર્વ સાહસ, સઘળું ધૈર્ય બરફની માફક ઠરીજ ગયું ! પત્રો હાથમાં લેતાંજ તે મૃતપ્રાય દશામાં આવી ગયો.

ગૌરી પુનઃ બોલી વારૂ, જાવ ! આપના સેવિંગ્સ બેંકમાં જે રૂપીઆ જમા છે તે બધા લઇ આવો. નાહક બહાનાં કાઢશો તે નહિ ચાલે ! શંકરભાઇ ! તમે સાથે જાવ. જોકે હું જાણું છું કે એમને નાસી જવાનો કાંઇ માર્ગજ નથી–!સહમજયા કે બાબુજી ! આ શહેરમાં સર્વત્ર મારાંજ માણસો છે એમ સમજજો. ચૅંચું કરવા જશો તો ઉલટા આફતમાં આવી પડશો ! આજનો દિવસ આપને અત્રે રહેવુંજ પડશે. કાલે સાયંકાળ પછી આપને રજા મળશે ! વચમાં કાંઇ ગરબડ કરશો તો કમબખ્તીનો પાર નહિ રહે ! શંકરભાઈ ! મેનેજર બાબુજી, આ સર્વ હકિકત કોઇ જાણે નહિ એમ કરજો ! સદ્‌ગૃહસ્થ માણસનું જાહેરમાં અપમાન થાય એ ઠીક નહિ ! હું હવે બીજા કાર્યમાં પ્રવૃત્ત થાઉં છું.

"ઠીક ત્યારે, બાબુજી ? આપ સ્હવારમાં નાસ્તો કરી બેંકમાંથી રૂપીઆ લઇ આવી સાંજે મારી પાસે આવજો ! એટલે હું બધો હિસાબકિતાબ તપાસી લેઇશ."

મેનેજર બાબુ શૂન્ય હૃદયે બહાર નીકળ્યો !

# પ્રકરણ ૨૫ મું.

## " અબળા કે સબળા."

આશ્વિન માસનું રમણીય પ્રભાત હતું! વરસાદ વાદળી કાંઇ જણાતું નહોતું. પહાડની ભેખડોમાં સૂર્યનાં કિરણો બહુ સુંદર લાગતાં હતા! લીલા ઘાસપર ઝાકળનાં બિન્દુઓ ટપકી ટપકી હજી સુકાયાં ન હતાં! મેનેજર બાબુ નીહારરંજન કિંવા શિશિર કુમાર પણ હજી પથારીમાંથી ઉઠયો ન હતો! એકે નિદ્રામાં તો નહોતોજ; કેવળ જાગતોજ પડી રહ્યો હતો. આખી રાતભર નિદ્રાએ તેનાપર કૃપાદ્રષ્ટિ કરી જણાતી ન હતી! એની ચિંતા અસહ્ય હતી! "કેવું અપમાન! એક સામાન્ય સ્ત્રી તરફથી આવું મોટું અપમાન! આ તે કેવા પ્રકારની સ્ત્રી કહેવાય! વયમાં તો બાલિકા છે, છતાં આટલી બધી ચાણાક્ષ—ચતુર? અહીંથી નાસી જઇએ તો શું?"

બાબુએ રાત્રીમાં ત્રણવાર ઉઠી નાસી જવાનો પ્રયાસ કર્યો હતો પરંતુ દરેક વખત બહાર પહેરાવાળાને જોઈ નિરાશાથી પાછા ફરવું પડયું હતું! પ્રાતઃકાળનું અજવાળું ચોમેર પ્રસરી ગયું હતું! તથાપિ બહાર આવી સર્વની આગળ મો દેખાડવાનું જાણે બાબુને અકારૂં ઝેર જેવું જણાતું હતું! તેથી તે શય્યામાં હજી પડી રહ્યો હતો!

હાયરે ભાગ્ય! આ શય્યા જો તેની છેવટની મત્યુ શય્ય હોત તો તેમાંજ તેનું કલ્યાણ હતું!

એટલામાં શંકરે આવી હાંક મારી " મેનેજર બાબુ! આ મેનેજર બાબુ!', બાલકના મિષ્ટ સ્વરે હૃદયમાં તીક્ષ્ણ બાણનો આઘાત કરી દીધો! ચકિત થઇ બાબુએ કહ્યું " હું નાસી ગયો નથી! ઉઠું છું હો!"

શંકરઃ—નાસી જવાનો માર્ગજ ક્યાં છે? મેમ સાહેબે શો હુકમ ફરમાવ્યો છે તે ખબર છે કે?

નીહારબાબુએ ઉઠી બેઠા થઇ શંકરના મુખ તરફ દૃષ્ટિ ફેરવી. શંકરે કહ્યું " તેમણે કહ્યું છે કે ગૃહસ્થ માણસની બુદ્ધિ મારી જતાં જે થયું તે થયું. તેથી વિશેષ શું કરીએ? રૂપીઆ એમને માફ કરી દો! મારે તો પુષ્કળ પૈસા છે! જાણીશું કે પાંચસો સાતસો ધર્માદામાં દાન કરી દીધું છે!"

નીહાર ક્રોધાવિષ્ટ થઇ બોલ્યો " તમે લોકોએ મને હું જે નથી તે બનાવી મુકયો છે! પણ કાંઇ નહિ! બેંકમાંથી રૂપીઆ આણી મુકયા છે આ લ્યો! મારે તમારૂં દાન નથી જોઇતું! હવે મને જવા દો! આ ટ્રેનમાં હું જતો રહેવા ઇચ્છું છું!"

શંકરઃ—એ બાબતનો ઉત્તર હું આપી શકું તેમ નથી! મહાશય? " ત્યારે ચાલો જયાં જવાબ આપી શકાતો હોય ત્યાં!" એટલું કહી નીહાર બાબુ ઉઠયો–શંકર પણ તેની પાછળ પાછળ મુંગો રહી ચાલ્યો!

ગૌરી હમણાં પ્રાતઃસ્નાન પરવારી પૂજાપાત્રી માટે ફુલ બીલી લઇ ભીનાં વસ્ત્રોએ અને ભીના વાળે ઠાકોરજીના મંદિર તરફ જતી હતી! નીહારને આવતો જોતાં તેણે હસીને કહ્યું " સત્રે

નિદ્રા નથી આવી એમ લાગે છે, મેનેજર બાબુ! માફ કરજો! મારી ખાત્રી થઇ છે કે આપનાં પાપ અનેક છે—મારી સમક્ષ પણ આપે અવશ્ય પાપકર્મ કર્યું છે! એ પાપના પ્રાયશ્ચિત માટે હું આપને બીજું શું આપું? મેં આપનું પાપ માફ કરી દીધું છે! બાકી મને સમજાયું તો ખરૂંજ કે આપના જેવા અનેક એમ. એ. બી. એ. પાસ કરી ઉપાધિ મેળવેલા બિરાદરોની બહાદુરી આવાજ પ્રકારની હોય છે! આ લોકો કાળાં ધોળાં કરી બે પૈસાનો રોજગાર કરી, કાંઇક કાયદાની આંટીઘુંટીઓ મા ફેશનની માફક જેમ તેમ ગબડાવીને માનવ જીવનની સાર્થક્તા પ્રાપ્ત કરે છે! આપ પણ કાયદા કાનુનો સારા ભણ્યા છો એટલે આ બાબતમાં બહુ લજ્જા રાખવાની જરૂર નથી! તોપણ પ્રસ્તુત વિષયમાં મારા જેવી બાઇમાણસના હાથે પકડાઇ ગયા એ ભુંડું!"

અત્યારે નીહારબાબુનું ધૈર્ય બિલકુલ જતું રહ્યું હતું! આથી વિશેષ શું સહન કરી શકે? રોષમાંજ વાંકી ડોક રાખી તે બોલ્યો "આપે મારી બહુ નાલાસી કરી છે. કિન્તુ હવે આપનો વિશેષ વાણીવિનોદ મારાથી સહન થતો નથી! હજાર દરજ્જે પણ હું પુરૂષ છું—અને આપ સ્ત્રી છો—એ આપ વિસરી ગયાં લાગો છો!"

ગૌરીઃ—તેમાં પણ બી. એ. બી. એલ ની ડિગ્રીવાળા સુશિક્ષિત! તેને આગળ બોલતી અટકાવીને બાબુએ કહ્યું "માફ કરો! બસ થયું! હું આ ટ્રેનમાંજ જવા ઇચ્છું છું! આ લ્યો આપના રૂપીયા! મને વિશેષ બાળશો નહિ!"

બાબુએ નોટોનું બંડલ ગૌરીના મોં આગળ ફેંક્યું! ગૌરી હસીને બોલી "ખરેખર! બાબુજી! આપને ક્રોધ થાય એવીજ બાબત બની છે! કિન્તુ નિરૂપાય! આજે ને કાલે એ બે દિવસોમાં આપનાથી જવાશે નહિ!"

નીહારઃ—આજે નહિ અને કાલે પણ નહિ! કેમ વારૂ?

ગૌરીઃ—મારી ઇચ્છા!

નીહારઃ—હું હવે કાંઇ આપનો નોકર નથી!

ગૌરીઃ—છતાં પણ મારી ઇચ્છા વિરૂદ્ધ આપને રજા મળવી દુર્ઘટ છે!

નીહારઃ—શું આપ મને અટકાવી રાખશો?

ગૌરીઃ—બાબુ! શાંત થાવ! આપ સમજી ચુકયા તો હશોજ કે હું કેવા પ્રકારની સ્ત્રી છું! બે ઇજ્જત થવામાં શો લાભ છે! વળી બે દિવસ આપને રોકવામાં મારે ખાસ પ્રયોજન છે! મારાં ભાઈ બહેન વગેરે અત્રે આવનાર છે! સમસ્ત બંગાળ પ્રાંત જાણે છે કે મારે ત્યાં મેનેજર, નોકરચાકર રસોયા વિગેરેની સારી સોઇ છે! અને આજે એ મંડળી આવીને જુએ કે મેનેજર તો નથી તો તેમના આગળ મારી પ્રતિષ્ઠા ઘટે કે નહિ! આપ અવશ્ય મારા પર એટલો ઉપકાર કરવામાં આનાકાની નહિજ કરો! બીજી એક વાત મારા મનમાં આવી છે! આપની દગલબાજી તો સર્વ પકડાઈ ગઇ છે! તે ભલે! કાયદા શિખેલા પુરૂષો એમ કરી શકે! છતાં આપ સારા બાહોશ વ્યવસ્થાપક અને કાર્ય કર્ત્તા છો એમ કહ્યા વિના મારાથી રહેવાતું નથી! ત્યારે જો આપની ઇચ્છા હોય તો મારા એ કાર્ય ઉપર

આપ કાયમજ રહી શકશો ? અવશ્ય પચાસ રૂપીયામાં આપનું પોષણ થાય નહિ તો આપને હું સો રૂપીઆ પગાર આપી શકીશ ! માટે હમણાં વિચાર કરી જુઓ ! હું પૂજા કરી આવું છું !" આટલું કહી ગૌરિ કાંઇપણ ઉત્તરની રાહ જોયા વિના ઠાકોરજીના મંદિરમાં દાખલ થઇ ગઇ ! નીહારબાબુ ચિત્રવત્ થઇ કેટલીક ક્ષણ ત્યાંજ ઉભો રહ્યો ! આ વીસ બાવીસ વર્ષની યુવતીના દોરદમામથી તથા વાકયચાતુર્યથી આવો વિદ્વાન કાબેલ યુવક નિહારબાબુ જાણે રોમે રોમ બળી જતો હતો ! હા હા ! બિચારો નિહાર બાબુ વિચાર કરી જયા કાંઇક નિર્ણયપર આવી પહોંચે એટલામાંતો ગૌરિ કોઇ વિચિત્ર હાસ્ય કિંવા એકાદ બે મધુર ઠપકા ભરેલાં વાકયો કહી તેના નિર્ણયને હવામાં ઉડાવી દેતી એવો સાધારણ રીતે હંમેશાં પ્રકાર બનતો !

"અરેરે ! આવો બુદ્ધિશાળી બાહોશ યુવક એક અબળાના પંજામાંથી અનેક પ્રયાસ કરવા છતાં છટકી શકતો નથી—લોકો સાંભળે તો શું કહે ? કિન્તુ ઉપાય શો ? જગતમાં કોઇપણ માણુસ આવી આફતમાં કદી પડયું હશે ? હરિ હરિ ! આ તે અબળા કે સબળા ?"

---

# પ્રકરણ ૨૬ મું.

## " કુટુંબ-મિલન "

કારાગૃહમાં પુરાયેલા કેદીની માફક નીહાર બાબુ શિવાશ્રમમાં ફસાઈ પડયો! આ ત્રણ દિવસમાં નીહારની શ્યામ સુંદર મૂર્તિ તદ્દન વિરૂપ થઇ ગઈ હતી! કોઇની સાથે વાર્તાલાપ કરવાની પણ તેને રૂચિ ન થઈ! પુષ્કળ ધૈર્ય રાખી તેણે શંકરને બોલાવીને એકવાર પૂછયું " તમને આ બધી ખબર શી રીતે મળી ? "

" બાબુજી! મારાં મોટાં ભાભી સર્વજ્ઞ છે! એટલે સર્વ માહિતી મળે છે!"

કેવો દુષ્ટ છોકરો-શંકર! સત્ય વાત તો કહેતોજ નથી એમ સમજી તેની સાથે બોલવાનો કાંઇ અર્થ નથી એવું બબડી નીહારબાબુ શાંત રહ્યો! સંધ્યા સમયે સ્ટેશનપર ગાડી મોકલવામાં આવી કેમકે ગૌરીની બ્હેન તથા ભાઇઓ આવનાર હતાં! શંકર અને ચક્રવર્તી મહાશય તેમને સ્હામા લેવા માટે ગયા! અર્ધો કલાક પછી ગાડી પાછી આવી દરવાજા આગળ ઉભી રહી! તેમાં બેઠેલા મનુષ્યો એક પછી એક ઉતર્યા, તેમના તરફ દૃષ્ટિ માત્ર પડતાંજ નીહારબાબુનું ચૈતન્ય ઉડી ગયું. સહજવારમાં જણાયું કે ગાડીમાંથી ક્ષીરોદ—નીહારબાબુનો સાળો, તેની બગલમાં એક સુંદર કન્યા—નીહાર બાબુનીજ—તે બાલિકા મીનુ ઉર્ફે સૌદામિની અને એક બુરખો નાંખેલી રમણી એટલાં ઉતર્યા! બુરખાવાળી રમણીનું મુખ જણાયું નહિ તો પણ ચાલ, વલણ

અને બાહ્ય દર્શન થયું તે પરથી સંદેહ કરવાનું કારણ ન હતું! નીહારના પગમાં જો બળ હોત તો ભાગ્યમાં જે થવાનું હોત તે થાત પણ એક વાર તો પલાયન કરી જવાનો પ્રયત્ન કર્યો હોત. ગૌરીએ આવી મણીનો હાથ પકડી ઘરમાં પ્રવેશ કર્યો અને નાની છોડીને કોટે વળગાડી મુખચુંબન કર્યું! લાકડાના પુતળાની પેઠે નીહારબાબુ પોતાની હંમેશની મેનેજરગિરિવાળી ખુરસીપર બેસી રહી સવ પ્રકાર જોઈજ રહ્યો!

આમ અર્ધો પોણો કલાક સુધી નીહારરંજન બાબુ ત્યાંજ બેસી રહ્યા. એક નોકરે આવી ચાહનો પ્યાલો ધર્યો. કિન્તુ નોકરે છોડી દેતાંજ પ્યાલો ટેબલપર પડી ગયો અને અવાજ સાથે તો તેના ચુરેચુરા થઇ ગયા! નોકર ચમકીને આઘો ખસી ઉભો રહ્યો પણ આ અકસ્માત પૂરો નહી થયો ત્યાં તો શ્રી રહે મીનુને કેડમાં લઇ આવી નીહારબાબુના પગે લાગી ચરણરજ માથે લીધી! એવામાં તે છોકરી પણ "બાપુજી" કહી તેના ઘુંટણે વળગી પડી! નીહારબાબુ અવાચક બની ગયા! એટલા સમયમાં શંકરે આવીને કહ્યું.

"પધારો મેનેજર બાબુ!"

"કું!?"

"અંદર!"

"કેમ વારૂ?"

"એમ સાહેબનો હુકમ છે!"

"મને માફ કરો! હવે મને તમે ક્ષમા આપો!"

"Too late! આપ સર્વ સમજો છોને? પધારો!"

"હું:" નીહારબાબુએ ઉઠવા જતાં હુંકારો કર્યો! શંકર

અને ગૌરીએ તેનો હાથ પકડી લીધો! અને ફાંસીએ ચઢનાર આસામીની માફક તેને લઈને અંદર આવ્યા! નાની મીનું પણ "બાપુજી" કહેતી કહેતી પાછળ દોડી! અંદર જઈ નીહારરંજને જોયું તો તેની પત્ની શ્યામાસુંદરી ચોધાર આંસુએ રૂદન કરતી હતી! નીહારથી ઉભા રહી શકાયું નહિ! તે બેસીજ પડયો!

શ્યામાએ મહા કષ્ટે કહ્યું "મને ક્ષમા કરો! નાથ!"

નીહારબાબુ ઉત્તર શોધી કાઢવા અશક્ત નીવડયો! કન્યાને ખોળામાં લઇ માત્ર શાંતિ ધરી! એટલામાંજ ગૌરીએ આવી વચ્ચે પાથરી નીહારના ચરણે પડી પ્રણામ કર્યા અને ચર્ણરજ લેઇ તેની બહેન પાસે બેઠી! પછી તેના મધુર સ્વભાવ પ્રમાણે હસતું મુખ રાખીને બોલી "શું વિચાર કરો છો બાબુજી. સાળીના ઠઠ્ઠા મશ્કરી ઉપર આમ રોષ શું આણો છો?"

હવે નીહારબાબુને હિંમત આવી! તેણે સ્હામો પ્રશ્ન કર્યો "હેં! આપ તેજ ગૌરી-બાલા?"

"હા જી! બાર વર્ષ ઉપર જે બાળીકાને આપે જોઈ હતી તે આજે બાવીસ વર્ષની થતાં આપનાથી ઓળખી શકાઇ નહિ! વળી ઓળખી પણ શી રીતે શકાય? કયાં ગામડાની સાડી ચોળી પહેરેલી સ્ત્રીઓ અને કયાં ઇંગ્લીશ ફેશનની ગાઉન પહેરેલી મેમ સાહેબ! આપનું જે મગજ ફરી ગયુ હતું તે બધું હવે બહેનને કહી દેશો! અને તેમ છતાં દીલ્હીમાં જઈ જો કદાચ રહેવાજ ઇચ્છા થઇ હોય તો બહેનને લેઇનેજ જજો! ખર્ચ ખુટણની વ્યવસ્થા સૌ થઇ રહેશે!"

નીહારબાબુ હાથ જોડી અશ્રુભીના નેત્રે ગળગળા અવાજે બોલ્યો "આપની જેમ ઇચ્છામાં આવે તેમ કરો! હું તો સર્વીશે

આપના બંધનમાં આવી પડયો છું ! ગૌરી ! આપની આગળ મારા આવા માનભંગથી મને હવે આનંદજ થાય છે ! ગૌરી ! ખરેખર આપ સાક્ષાત્ ગૌરી સ્વરૂપ છો ! બંગાળી ગૃહમંદિરમાં આવી ગૌરી સંભવે !"

તત્ક્ષણે એક ટેલીગ્રામ લઈ શંકરે પ્રવેશ કર્યો. ગૌરીએ પૂછ્યું " શું છે નહાનાભાઇ "

" ભાઇનો ટેલીગ્રામ. ?"

" શા સમાચાર છે ? વાંચો તો મેનેજર બાબુ !"

તાર નીચે પ્રમાણે હતોઃ—

" Arrived Bombay. Received Garudeo's letter, his serious illness, can't survive till Vijaya very anxious to see me. First going there seeing you after Vijaya. Resolved offering Guruseva. Try suffering the absence. Alright."

મેનેજર બાબુએ પ્રથમ તાર મનમાં વાંચી ભાષાંતર કરી બતાવ્યું " મુંબાઈ આવતાં ગુરૂદેવનો પત્ર મળ્યો. તેઓ બહુ બીમાર છે. આવતી વિજયાદશમી સુધી તેમનો દેહ ટકી શકે તેમ નથી ! મને જોવાને બહુ ઇંતેજાર છે. માટે હું પ્રથમ તેમને પ્રણામ કરવા જાઉં છું. વિજયા પછી તમારે ત્યાં આવીશ. ગુરૂસેવા નિવેદન કરવા સંકલ્પ કર્યો છે ! તમે અવશ્ય એટલા દિવસનો વિયોગ સહન કરી લેજો. હું કુશળ છું !"

ગૌરીનું હસમુખું વદન એકદમ ગંભીર થયું ! નીહારબાબુના હાથમાંથી ટેલીગ્રામ લઈ પોતે વાંચ્યો ! એકવાર, બેવાર, ત્રણવાર એમ પુનઃ પુનઃ વાંચ્યો ! ટેલીગ્રામ વાંચી સમજવા જેટલું

અંગ્રેજી જ્ઞાન શૌગીને થયલું હતું એ અત્રે જણાવવાની જરૂર નથી! છેવટે તે બોલી 'વિજયાદશમીને હવે કેટલા દિવસ બાકી છે?'

શંકરઃ—હવે ચાર દિવસ પછી દુર્ગાષ્ટમી, અને બે દિવસે વિજ્યા!

એટલે આ અઠવાડીયું-ત્યારપછી બેચાર દિવસ જઈ શકે ના એમ ન થાય, ન્હાનાભાઇ! ચાલો આપણે પણ દેશમાં જઇએ. એ ગુરૂસેવા કરે તો હું કેમ ના કરૂં?"

શંકરઃ—એ બહુ ઉત્તમ! ભાભી! ભાઇને પણ સાત દિવસ વહેલા મળાશે!

"આજની ડાઉન ટ્રેનને હવે કેટલો વખત છે?"

"નવ તો વાગ્યા છે. ૫૫-૬૦ મીનીટનો માત્ર વખત છે!"

"વારૂ! તો આજેજ જઇએ! ન્હાનાભાઈ, ગાડી લેવા મોકલો, તમે અને ક્ષીરોદ મારી સાથે ચાલો! ઉઠો, તમે અને જમી લો, પાંચ મિનિટની અંદર! જરા વિલંબ ન કરશો!"

શ્યામાઃ—આવું કેવું બહેન! કાલની ગાડીમાં જવાશે.

ગોરીએ રોઇ પડીને જણાવ્યું "મોટી બહેન! મારા સ્વયંવરના સ્વામી આજ બે વર્ષથી મારાથી છૂટા પડી મરૂભૂમિના રણક્ષેત્રમાં ગયેલા તે પાછા આવે છે! માટે આજે પલકવારનો વિલંબ પણ મને અસહ્ય લાગે છે."

"બે વર્ષ સહન કર્યું અને એક દિવસ વધારે નહિ સહન થાય?"

"એનો ઉત્તર આપવાનો મને વખત નથી! મેનેજર બાબુ! આશ્રમનો ભાર આપનાપર રહ્યો! આપની સાથે બે દિવસ રહી

આનંદ કરવાનો વખત ન મળ્યો તે માટે કાંઈ મનમાં લાવશો નહિ ! અને બહેન, અહીં રહી મારા ઠાકોરજીની સેવા કરજો. જુઓ. એમાં કાંઈ ખામી ન આવે. મારા દયાળુ દેવ. વિપદ્ વેળાના મારા પ્રભુ ! મારી મહત્ત્વાકાંક્ષાઓ પુરી કરનાર કલ્પતરૂ દયાસિંધુ—એમની કૃપાથી મારૂં આટલું કલ્યાણ થયું છે. હું તેમને હવે આપના કરી સોંપી દઉં છું. જુઓ, તેમની બેદરકારી કરશો નહિ. મારા ઠાકોરજીની પૂજાનો મંત્રવિધિ કાંઇ નથી. આપ નિખાલસ હૃદયે ભક્તિપૂર્વક આપની ઇચ્છાનુસાર તેમની આગળ ફુલ તુળસી નૈવેદ્ય ધરજો. આવો, આપને ઠાકોરજીનાં દર્શન કરાવું અને હું પણ એમનાં દર્શન કરી મારૂં પ્રયાણ કરૂં.”

ગૌરી શ્યામાને લઈ અંદર ગઈ. નીહારબાળુ વિચાર કરવા લાગ્યો “દેવી અદ્ભૂત સુંદરી—આદર્શ કન્યા.”

## પ્રકરણ ૨૭ મું.

### “ લક્ષાધિપતિ શિષ્ય. ”

ભવાનીપ્રસાદ વિદ્યારત્નનું મકાન ખહુજ નાનું હતું. ચોમેર ચાર ઓરડીઓ હતી. એક બાજુએ એ બ્રાહ્મણ દંપતી રહેતાં હતાં. બીજી બાજુએ પાકગૃહ હતું. ત્રીજી બાજુએ ગૌશાળા હતી. અને ચોથી બાજુએ મંડપ હતો. તેમાં એક નાની પ્રતિમાન સ્લાટ રંગ ઠરી રહ્યો હતો. પરમ દિવસે પૂજા ભવાની

હતી. વિદ્યારત્ન ઠાકુર રોગિષ્ટ દુર્બળ શરીરે મંડપના દ્વારમાં બેસી સલાટની કારીગરીનું નિરીક્ષણ કરતા હતા. વળી ગૃહમાંજ શિષ્યો ચંડિપાઠ કરતા હતા તે પણ સાવધાનતાથી શ્રવણ કરતા હતા. ગૃહિણી ભોગ ધરાવવા માટે પાકશાળામાં રસોઇ કરતી હતી અને ઘડી ઘડીવાર મંડપમાં આવી જોઇ જતી હતી. સલાટ દેવીનાં વસ્ત્રમાં રંગ કરતો હતો, તે જોઇ વિદ્યારત્નનાં પત્ની બોલ્યાં "હમણાં દેવીનાં કપડાં રંગવાને શું બેઠો? જરા સમજણ તો રાખ! દેવીનાં લક્ષાવધિ સંતાન આજે વસ્ત્રના અભાવે પોતાની લાજ ઢાંકી શકતાં નથી! એને તો નગ્નજ રાખવી ઉચિત છે."

વિદ્યારત્ન હસીને બોલ્યા "બરાબર છે! એ તો દેવીને શિક્ષા છે! માતા કૃપા પણ કરે અને શિક્ષા પણ કરે! છોકરાં શિક્ષા વિના કપડાંના સંબંધમાં કેવા કેવા રંગ કરે છે? હરરોજ નવીન ફેશન! નૂતન ઢોંગ! મુખનો કોળીઓ વેચીને પણ પોશાકની ટાપટીપ રાખે છે! અહીં તો ખાવાનું પણ નથી અને વસ્ત્ર પણ નથી! જરા શીખો! અવિવેકી જ્ઞાનશૂન્ય છોકરાઓ!"

"તે તો સહુ સમજ્યાં! આપ તો પ્રતિ વર્ષ ૨૦૦ રૂપીઆનું કાપડ દાન કરી શકતા તે ગરીબ દુઃખીને મળતાં કેટલો આનંદ થતો! હવે તો તેમ થતું નથી! બસો રૂપીઆને બદલે ૧૦૦ રૂ. નું કાપડ પણ થતું નથી! પહેલાં થતા ૭૦-૮૦ રૂપીયા? ત્યાર પછી કાંઇક ભાત દાળ આપતાં ત્રણમણ ચોખાની વ્યવસ્થા પણ થતી નહિ! આ વખતની પૂજા તે અમારી દુઃકાળની પૂજા છે! અને એટલું પણ જાણજો કે આ પૂજાજ આપની છેવટની પૂજા છે!" ગૃહિણીનાં નેત્રમાંથી અશ્રુધારા વક્ષસ્થળ પર પડવા લાગી! વિદ્યારત્ન મહાશયે કહ્યું "ના! દેવી! આ વખતની

આપણી દુષ્કાળની પૂજા નથી. આ વખતની પૂજા અપૂર્વ છે! શણગારો! માજીને આ વખતે સારી રીતે ખરા હૃદયથી સજાવો! આ દર્શન તે મને છેવટનું દર્શન થશે! કિન્તુ આ સમયની પૂજા મારા આખા આયુષ્ય પૈકી મોટી પૂજા થશે!"

જે તરુણ બ્રાહ્મણ ચંડિપાઠ કરતો હતો તે ચંડિ પાઠ મૂકીને વિદ્યારત્ન મહાશયના ઉદ્‌ગાર સાંભળતો હતો ' તે જોઇ પંડિતે કહ્યું " બોલ, બોલ, સતીશ! માજીની વિભૂતિનો પાઠ કર!

**या देवी सर्वभूतेषु शक्तिरूपेण संस्थिता ।**
**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥**

એટલામાં ઉઘાડા પગે, ખુલ્લા શરીરે શિવનાથે આવી ગુરુના ચરણમાં શિર નમાવ્યું! ગુરુપત્નીને નમસ્કાર કરી દેવીના પાદ પીઠે મસ્તક ધર્યું! વિદ્યારત્ન આનંદવેગે ઉઠી ઉભા થઇ બોલી ઉઠ્યા! "આવરે મારા શિવુ! એકદમ ભલો આવતો રહ્યો! બાવીશ વર્ષની રમણી ઘેર તલસ્યા કરે છે તેને એકવાર મળીને આવવું હતું ને!"

ગુરુપત્નીઃ હા વળી, આ તેં ઠીક નકર્યું, શિવુ! બીચારી છોડી ઘેર રોઇ રોઇ આકુળ વ્યાકુળ થયા કરે છે ને?

શિવનાથઃ—માતાજી! જે ગુરુના આશીર્વાદથી યુદ્ધ ક્ષેત્રના ગોળા ગોળીઓના મુખમાંથી જાન બચાવી પાછો ફરી શક્યો તે શું પાંચ સાત દિવસની બી વિરહની વેદના નિર્વિકાર મનમાં શે ન ખમે!

એવામાં મજુરોએ સઘળો સામાન નીચે ઉતાર્યો.

પંડિતઃ—આ બધું શું છે શિવુ?

શિવનાથઃ—રૂપીઆ દશ હજાર રોકડ આપ્યા છે અને

પણ છોકરા છોકરીઓને ઇંગ્રેજી સ્કુલમાં ભણવા મોકલે છે. કુવંશ વિચિત્ર શિક્ષણ મેળવવા સારમાં ગુલામી અવસ્થા ગ્રહણ કરે છે. છતાં અન્ન વસ્ત્રો પ્રાપ્ત કરી શકતા નથી. ગીરો વેચાણ કરેલી વસ્તુઓ દાગીના છોડાવી શકાતા નથી. જેમને નોકરી નથી મળતી તેઓ લુચ્ચાઈ, દગાબાજી, ચોરી વ્યભિચાર કરતાં શીખે છે. ખડાઉગરનું કરે છે. ઉપવાસથી-રોગથી જર્જરિત થઇ અકાળ દેહત્યાગ કરે છે. બીજી બાજુએ જેઓ ખેડુત હોય છે તેમને પેટ પુરતું ખાવા મળતું નથી. તેમને ખેતી માટે બળદ મળતા નથી-મુડી નથી. આધભાગે ખેડનારા લોકો દુબળા બળદવડે જે કાંઇ ફસલ ઉપાર્જન કરે છે તે શેઠ શાહુકારને ત્યાં આપી દઈ પાછા કોડી વિનાના થઈ જાય છે. બે ચાર ધનવાન ખેડુત દરિદ્રી લોકોના મોંનો કોળીયો છીનાવી લઇ વિશેષ ધનવાન બને છે. જમીનદાર લોકો ખેડુતનું અનાજ લુંટી લઇ મોટર ગાડીઓ દોડાવે છે. એવી એવી અનેક દુઃખની વાતોનું વર્ણન કરે પાર આવે એમ નથી.

માટે એવી વ્યવસ્થા થવી જોઇએ કે જેથી સર્વને બે વખત પેટ પુરતું અનાજ અને પહેરવાને વસ્ત્ર મળે. બોલ, કેવી યોજના કરીયે તો સંભવિત થાય?"

"જે આટલું બધું સમજી શકે છે તે એનો ઉપાય પણ નક્કી કરીજ શકે છે. શિષ્યની પરીક્ષા કરવાનું શું પ્રયોજન છે?"

"ત્યારે, સાંભળ, ખેડુત લોકોને પૈસા ધીરવા તે તદન ઓછા વ્યાજે કે જેથી તેઓ દુષ્ટ કઠોર હૃદયના શાહુકારના બારણે પગ ન મૂકે. બાલક વિદ્યાર્થીઓને એવું શિક્ષણ આપવાની વ્યવસ્થા

કરવી કે જેથી તેઓ નોકરી તરફ મોં વિકાસી જોયાં ન કરે અને શિક્ષણ લેતાં વિલાસ-મોજશોખ કરવાનો તેમને અવસર ન મળે. તેટલા માટે એક વિદ્યાલયની સ્થાપના કરવી. ચાળીસ પચાસ મણ વજન સમાય એવી વીસ પચીસ નૌકાઓ તૈયાર કરાવવી. જે સર્વ યુવકો નોકરી ધંધો ન કરતાં ઘેર નવરા બેસી રહે તેવાઓને એકાદ નૌકા આપી સાથે પચાસ કે સો રૂપીઆ બંધાવી પરદેશ મોકલવા એટલે જે દેશમાં જે વસ્તુ સસ્તી હોય તે ત્યાંથી ખરીદી બીજા દેશોમાં વેચવા જાય. નફાની બે આની મુડીના વ્યાજ તરીકે આપે.

વણકરોને શાળો લઇ આપવી. પ્રત્યેક ગૃહસ્થની વહુ દીકરીને રેંટીયો કાંતી સુતર કાંતતાં શિખવવું. કપાસનું વાવેતર કરાવી કપાસ ઉત્પન્ન કરવો-પહેરવાનાં વસ્ત્ર દેશમાંજ ઉત્પન્ન કરવાં. દુઝણી ગાયો ખરીદી દરેક ગૃહસ્થને પોષણ માટે આપી દેવી. તેનાં દૂધની ઉપજમાંથી ચતુર્થાંશ રૂપીઆ વ્યાજ તરીકે આપવા અને દૂધ ઉડી જતાં વાછરડું રાખી લઇ ગાયને પરત આપવી. આમ કરતાં દેશની ગૌમાતાની ઉન્નતિ થશે. ”

આટલી બધી વાર ઉભાં ઉભાં વિદ્યારત્નનું વ્યાખ્યાન સાંભળી ગુરૂપત્નીનું ધૈર્ય ટકી શકું નહિ. તે બોલ્યા “ આ બધો શો વાર્તાલાપ કર્યા કરો છો ? આટલી વાર થઈ છોકરો આવ્યો છે તેને બેસવા તો દો. પછી વાતો નહિ થાય ?”

વિદ્યારત્ને ગંભીર સ્વરે ઉત્તર આપ્યો “દેવી, પછી વખત નથી એનો જે આનંદ છે તે હું નીરસ કરવા ઇચ્છતો નથી. જાવ, શિવુ અંદર જાવ, સ્નાન ભોજનાદિ પરવારી લો, સંક્ષેપમાં કહી દઉં છું કે આ રૂપીયામાંથી એવું કાંઇ પણ કાર્ય

કરવું કે જેથી દેશપર અને અન્ય લોકો પર ઉપકાર થાય. મારા રૂપીયાનું મારો પ્રતિનિધિ—તારી [illegible] તારી મહેનતનો બદલો તને મળશે, કિન્તુ [illegible]! [illegible] એમાંથી હજાર રૂપીઆ હું ખર્ચ કરવા ઇચ્છું છું [illegible] ખર્ચ નહિ—જીવનની અવશ્ય મહત્વાકાંક્ષાએ મહામાઈ દેવી પૂજા કરીશ બોલ, ઠાકુર, બોલ.

या देवि सर्वभूतेषु शांतिरूपेण संस्थिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः॥

વિદ્યારત્ન ઠાકુરનાં ચક્ષુ અશ્રુજળથી છલોછલ ભરાઇ ગયાં. શિવનાથે પૂછ્યું "આપને શું વ્યાધિ છે? ગુરૂ, કોઈ વૈદ્ય ડાકટર પાસે ચિકિત્સા કરાવીએ તો ઠીક નહિ!"

"માજીની પૂજા થયા પછી, વિજયા દશમીનો ઉત્સવ ગયા પછી, ચિકિત્સાની વ્યવસ્થા થશે! લક્ષાધિપતિના રોગની ચિકિત્સા કેમ ન થાય? પણ વરસ એંશી ઉપર થયાં છે હોં!"

---

## પ્રકરણ ૨૮ મું.

---

### "શિવ-ગૌરા સમ્મેલન."

માતા કરતાં પણ વધુ મમતાથી વિદ્યારત્નની ગૃહિણીએ શિવનાથને ભોજન કરાવ્યું! અને આરામ લેવા માટે શય્યા તૈયાર કરી આપી! પરંતુ શિવનાથને બિછાનામાં સુખ રહેતાં

શાંતિ વળી નહિ ! ગુરૂ પત્નીએ પૂછ્યું "ઉંઘ નથી આવતી કેમ શિવુ ?"

"ના ! માજી ! ઉંઘ નથી આવતી !"

"ગૌરીને માટે ઉદ્વેગ થાય છે ખરો ?"

"થવો યોગ્ય તો છેજ ! કિન્તુ તે કરતાં જાણે આનંદનો આવેગ વધુ થાય છે ! મેં આ બે વર્ષમાં છેવટ લગી બે વાર વિચાર કર્યો હતો કે આ મરૂભૂમિની અંદર આ દેહ પડી જશે તો આપનાં દર્શનની ઈચ્છા મનની મનમાંજ રહી જ !"

એટલામાં બહાર પાલખીવાળાનો અવાજ સંભળાયો ! ઉભયનું ધ્યાન તે તરફ ખેંચાયું ! ક્ષણવારમાં બાલકનો કંઠસ્વર સાંભળતાં સમજાયું કે એ તો શંકરનો અવાજ ! ગુરૂપત્ની ત્યાંથી ઉઠયાં ! શિવનાથ શાંતચિત્તે પાસું ફેરવી ઉંઘતો હેય એમ પડી રહ્યો. બહારથી ગુરૂપત્નીએ બૂમ મારી "શિવુ આમ જો તો ! મારી ગૌરી આવી છે !"

ધીમે પગલે વિદ્યારત્ન ઠાકુર પણ બહાર આવી ઉભા રહ્યા ! પાલખીમાંથી ઉતરી ગૌરીએ દ્વિજ-દંપતિને પ્રણામ કર્યો ! શંકર અને ક્ષીરોદે તો સાષ્ટાંગ પ્રણામ કર્યો ! ગુરૂપત્નીને વિલંબ થતો ગમતો ન હતો ! તેમણે ગૌરીનો હાથ પકડી શિવનાથની પાસે લઇ જઇ તુર્તજ હાજર કરી દીધી ! આ શિવનાથ ! ઉઠ ! જો ! મારી ગૌરી ! કેવી ગૌરી ! ખબર મળતાં વારનેજ અહીં આવી પહોંચી ! આ નારીનો પ્રાણ, પુરૂષનો નહિ !

"ઠાકુરમાનો સ્વજાતીય પક્ષપાત !" એટલુંજ માત્ર કહી શિવનાથ શાંત રહયો ! તેનાથી બીજું કાંઇ બોલી શકાયું નહિ ! કંઠ જાણે રૂંધાઇ ગયો ! નેત્રમાં જાણે સહસા કાંઇ આઘાત

થતાં જલધારા છૂટી! શિવનાથ મસ્તક નીચું કરી અશ્રુપાત કરવા લાગ્યો! ગૌરી એક પુષ્પના ઢગલાની માફક સ્વામીના ચરણકમલમાં પડી ગઇ! પ્રણામ કરી ઉઠી–પાલવમાંથી કેટલીક સુવર્ણમુદ્રા કાઢી તેના ચરણમાં અર્પણ કરી! શિવનાથે પગ છોડાવી ગદ્દગદ્દ કંઠે કહ્યું "છટ છટ! પગપર સૂવર્ણ!"

"એ મારી પૂજાનું ફળ છે સ્વામી!

"સૂવર્ણ વડે પૂજા! ગૌરી!

"મારા પતિદેવતા સુવર્ણથી મુગ્ધ છે!"

"તારો પતિ નર નહિ પણ વાનર કહેવાયને? ગૌરી! આ સુવર્ણની તુલના કયા સુવર્ણ સાથે થાય!"

શિવનાથે ઉભા ઉભા એક હાથે ગૌરીનો હાથ પકડયો! બીજો બાહુ તેના કંઠમાં આરોપવા જતો હતો એવામાં તેને ભાન આવ્યું કે પાસેજ ઠાકુર મા ઉભાં છે!

ચમકીને ગભરાઈ જતાં શિવનાથ મસ્તક નીચું નમાવી ઉભો રહ્યો આથી સંકોચ પામી ગૌરી પણ ઘુમટો તાણી બેસી પડી!

આર્દ્ર નેત્રે વૃદ્ધ ગુરૂપત્નીએ કહ્યું "મોઇ હું! કેવું સુંદર–આ શિવ–ગૌરીનું સંમેલન!–બહુ સુંદર, બહુ મધુર!"

ઠાકુરમા તુર્તજ ત્યાંથી પસાર થઇ ગયાં! અને ગૌરી, શંકર અને ક્ષીરોદના ભોજનની વ્યવસ્થા કરવામાં રોકાયાં!

શિવનાથે પૂછ્યું "ગૌરી! આ શું થઈ ગયું?

"એ તો એમજ! એ ભૂલ!"

"બીજું કાંઈ થયું હોત તો? કાંઇનું કાંઇ થાત!"

" બીજું શું થાત ? "

" સમજી શકાતું નથી ? "

" ના, નથી સમજાતું !

" તો સમજ " એટલું કહી શિવનાથે ગૌરીને હૃદય સાથે દબાવી પોતાના હૃદયનો ઉછળેલો આવેગ શાંત કર્યો. એટલામાં તો શંકર " ભાઈ " કહી ત્યાં આવી ઉભો રહ્યો ! શિવનાથે તેનો હાથ પકડી પાસે બેસાડયો ! બેચાર આડી અવળી વાતો કર્યા પછી શંકરે કહ્યું " ભાઇ તમે નક્કી દોઢ લાખ રૂપીઆ લાવ્યા છો ? "

" હા ! શંકર ! પણ ઠાકુર મહાશયના ! તે ઠાકુરને આપી દીધા છે ! "

" મોટાં ભાભી પણ દશ હજાર રૂપીઆ લાવ્યા છે ! "

ગૌરીએ જલદીથી પોતાની કેશ બોકસ ખોલી અને એક નોટોનું બંડલ સ્વામીની આગળ મુકી અન્યત્ર ચાલી ગઈ ! નોટો અને મહોર ગણતાં જેયું તો પૂરા દશ હજાર રૂપીઆ થયા !

---

## પ્રકરણ ૨૯ મું.

---

### " ઉપસંહાર "

વિદ્યારત્નને ઘેર ભારે ઠાઠમાઠથી દેવીની પૂજા શરૂ થઇ.' ગામના સર્વ લોક ત્યાં એકત્ર થયા હતા ! ગૌરીનાં માતાપિતા પણ આવ્યાં હતાં ! ત્રણ દિવસ સુધી સમસ્ત બ્રાહ્મણોને

ભોજન કરાવી દક્ષિણાઓ અપાઇ! ઘણા દરિદ્રલોકોને નવીન વસ્ત્રોનું દાન કરવામાં આવ્યું! શિવનાથે ગૌરીના પૈસામાંથી સર્વ પૂજાનો ખર્ચ કરવા માંડયો હતો. વિજયા દશમીને દિવસે પ્રભાતમાં ત્રણદિવસના પરિશ્રમથી સર્વને ઉઠતાં કાંઇક વિલંબ થયો! વિદ્યારત્ન મહાશય બહુ મૃદુ કંઠે શય્યામાં સુતા સુતા બોલતા હતા

**या देवी सर्व भूतेषु मायारुपेण संस्थिता।**
**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यैतनमो नमः॥**

તે કંઠસ્વર સાંભળી સર્વ ભયથી ચકિત થઇ શય્યામાંથી ઉઠી ઉભાં થયાં! શિવનાથે જઈ પૂછ્યું "આ શું ગુરૂદેવ?"

મૃદુ કંઠે ઉત્તર મળ્યો "આ તો વિજયા!"

"આટલા આનંદના સમયે આ શું?"

"આનંદ કરો, સર્વને બોલાવો"

ગૌરી આવી! ઠાકુરમા પણ બીજાં સર્વ સાથે આવી પહોંચ્યાં.

ઠાકુર મહાશયના નેત્ર ઉંચાં થયાં હતાં! પવિત્ર અમર આત્મા એ સ્થુલ દેહનો ત્યાગ કર્યો!

દેવીની પ્રતિમાને સર્વે મળીને મંડપની બહાર આણી! તેજ વખતે માજીના પાદપીઠ આગળના નિર્માલ્ય પુષ્પ બીલીપત્રના ઢગલાની માફક ભક્ત બ્રાહ્મણ વિદ્યારત્નના આમરણાંત પવિત્ર દેહને પણ નીચે ઉતારવામાં આવ્યો!

પ્રતિમાના વિસર્જન માટે વાહકો વાજાંવાળા સહ ચાલ્યા! ઠાકુરદેવના વિસર્જન માટે સગાં સંબધીઓ જ્ઞાતિજનો વિગેરે ચાલ્યા! વાજાવાળાઓથી નગારાં ઉપર દાંડીયા અડકાડતા નહતા! તે જોઇ ઠાકુરમાએ પાલવ વડે આંસુ લુછતાં કહ્યું

"અરે! બજાવો વાજાં! આજે મારે અપૂર્ણ મહદ્ આનંદ છે! આજે મારી મહાન વિજયા છે! ભક્તની વિજયા છે! માજી ભક્ત સંતાનને કૈલાસમાં લઇ જાય છે! બહુ આનંદ! બહુ આનંદ! બજાવો, બજાવો, હરિ ધ્વની કરો! ઢોલ, નગારાં, શંખ શરણાઇ બજાવો!"

ઢોલ કાંસી જોડા, વાંસળી વગેરે વાજીંત્રો વાગ્યાં તે સાથે હરિ ધ્વની બોલતાં ભારે કોલાહલ થયો!

ચુડી કર્મ કરી, ચાંલ્લો લુછી નાખી વૃદ્ધ ઠાકુરમા મંડપના દ્વાર આગળ શાંત બેસી ગયાં! ગૌરી પાસે જઇ શોક વેગથી ભય-ભીત સ્વરે બોલી "ઠાકુરમા!"

"કેમ બહેન?"

"સ્નાનવિધિ પૂજા પાત્રનો સમય થયો છે!"

"હાં ચાલો! હવે એક પૂજાનું તો વિસર્જન થઈ ગયું! એ સ્થિતિમાં કેટલાક દિવસ ચલાવી લેવું પડશેજ! ચાલો!

વિજયોત્સવથી પરવારી સર્વ મંડળ વેરાયું! શિવનાથ ઉત્સવની વ્યવસ્થા કરવામાંથી નિવૃત થતાં ગૌરી સહ રામબાબુને ત્યાં મળવા ગયો! ગૌરી-શિવનાથે જઇ તે વૃદ્ધ દંપતીના ચરણમાં મસ્તક નમાવ્યાં. રામબાબુએ શિવનાથને અને માતાએ ગૌરીને આલિંગન આપતાં કહ્યું "ખરેખર! તમે દંપતી જીવનનો અપૂર્વ આદર્શ આપણા અવનત બંગાળી સમાજ આગળ મૂક્યો છે! ગૌરી તેં અમારા કુળનો ઉદ્ધાર કરી સમસ્ત બંગસમાજનું ઉદ્ધારક કાર્ય કર્યું છે! અમે અમારૂં જીવન ધન્ય માનીએ છીએ! એટલામાં બાબુ નીહારરંજન શ્યામા તથા પરિવાર સહ આવી

પહોંચ્યાની ખબર શંકરે આપતાં સર્વ મંડળ તેમની સ્હામા લેવા ગયું! નીહારબાબુએ સસરા સાસુને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને પોતાના અપરાધ માટે ક્ષમા માગી!

રામબાબુએ કહ્યું " કાંઈ ફિકર નહિ! બાબુ! ભાવિ સત્તા બળવાન છે! નહિ તો આ મારી ગૌરી કેવા ગરિબ ઘેર દીધી હતી છતાં તે સુખી થઇને! તમને પણ એણેજ સન્માર્ગે ચઢાવ્યાને? માટે ગઇ ગુજરી વિસરી જઇ આનંદ કરો!" ગૌરિ અને શ્યામા તો ક્યારનીયે કાંઇ ગુસપુસ વાતો કરવામાંજ મશગુલ બની ગઈ હતી! તેનો પાર કેમે કર્યો આવ્યોજ નહિ!

બે દિવસ રામ બાબુને ત્યાં મેમાનગિરિ ભોગવ્યા પછી નીહારરંજન પરિવાર સહ પાછો દાર્જીલિંગ ગયો કેમકે શિવાશ્રમની સર્વ માલીકી હવે ગૌરીએ તેને સોંપી હતી! એટલે વકીલાત કરવાનો પુનઃ વિચાર માંડી વાળી તેણે આશ્રમનો કાર્યભાર માથે લીધો!

× × ×

ગુરૂ ભવાનીપ્રસાદ વિદ્યારત્ન મહાશયના ઉપદેશ અનુસાર આદર્શ દંપતી શિવનાથ અને ગૌરીએ પોતાના અખુટ ધનની વ્યવસ્થા પરોપકાર અર્થે કરવા માંડી છે! એક પેઢીમાંથી ખેડુતોને નજીવા વ્યાજે નાણાં ધીરવામાં આવે છે! શુદ્ધ રાષ્ટ્રિય શિક્ષણ માટે એક નવિન વિદ્યાલય અને છાત્રાલય ખોલવામાં આવ્યાં છે—જેમાં વિદ્યાર્થીઓને શરૂઆતથીજ લખવા વાંચવાના શિક્ષણ ઉપરાંત કાંતવાનું વણવાનું, સુથારકામ લુહારકામ દર-

જીનું કામ વગેરે ઔદ્યોગિક શિક્ષણ પણ આપવાની યોજના કરી છે !–તેમાં આ દેશના શિક્ષણ ઉપરાંત ઇંગ્લાંડ, અમેરિકા, જાપાન વગેરે સુધરેલા દેશોમાંથી જુદા જુદા વિષયોમાં પારંગત થયેલા શિક્ષકો રોકવામાં આવ્યા છે ! ગરીબ પ્રજાજનોમાં કાંતવા વણવા નું શિક્ષણ મફત અપાય એવી પણ ગોઠવણ કરી છે !

બીજી સર્વ યોજનાઓ પણ એક પછી એક અમલમાં મૂકાતી જાય છે ! આમ પરોપકારી જીવન ગુજારતાં નવ દંપતીને એક પુત્ર અને એક પુત્રી એમ બે સંતાન પણ ગુરૂકૃપાથી થયાં છે ! દંપતી અવાર નવાર શિવાશ્રમની મુલાકાત લેવા પણ ચુકતાં નથી !

રામબાબુના ક્ષીરોદ–વિનોદ હવે મોટા થઇ ગયા હોઇ એક એમ. એ. ની અને બીજાએ એન્જીનીયરિંગ ગ્રેજ્યુએટની ઉપાધી મેળવી છે–અને સારે ધંધે લાગ્યા છે.!

ગૌરી અને શિવનાથનું સુખી યુગલ પોતાના બન્ને બાળકોને નિરંતર લાડ લડાવી–સાથે પરોપકાર જીવનના અમૃત સાગરમાં હેલીયાં ખાતું પોતાના નિયત કાર્યમાં આગળ ધપે જાય છે હરિ ૐ !

વ્હાલા વાચક ! પ્રણામ ! गम्यताम् पुनर्दर्शनाय !

---

# જીવન ગુટીકા.

આ ગુટીકાને હમેશાં જે માણસ સેવન કરે તો તેને એક માસમાં વૃદ્ધાવસ્થારૂપ નાના ઉમરમાં આવેલાં પળીઆં દુર કરે, બે મહીના સેવન કરનારને ૮૦ જાતના વાયુ રોગને દુર કરી મોરના જેવી જઠરાગ્ની સતેજ કરે ત્રીજે મહીને અખુટ વીર્યની વૃદ્ધિ કરી ધાતુને ભરી નપુશકતા દુર કરે છે. આ ગોળી અત્યંત બળને આપનાર અખુટ શક્તિને વધારનાર છે તે ઉપરાંત લાંબા વખત સેવન કરે તો અઢાર જાતના કોઢ સઘળી જાતના પ્રમેહ મહા જોર ઉપર આવી ગએલો ક્ષય રોગ, બરોળ, શ્વાસ, અંડ, વૃદ્ધિ, મુત્ર, કચ્છ, મૃગી, વાઇ, દીવાનાપણું હમેશાં શરીરમાં રહેતો તાવ વિષમ જવર એ સરવે નાશ પામે છે બહેરાપણું અને આંખોના તમામ દરદો નાબુદ કરી આંખોનું તેજ વધારે છે આ ગોળી હરહમેશ સેવન કરનાર માણસ નીરોગી અને ઘણાજ બળવાન પણે અખુટ સો વરસનુ આયુષ્ય ભોગવે છે અને પરાક્રમી થાય છે. વિશેષમાં આ ગોળી ખાતી વખતે કોઇ જાતની પરેજ નથી આ ગોળી નાના બાળકોથી તે વૃદ્ધ માણસો સુધી ખાઇ શકે છે. આ ગોળી તદન વનસ્પતીથી બનાવેલી છે હમેશાં સેવન કરનાર માણસો સ્ત્રીઓને ઘણાજ પ્રિય થાય છે તેમ આ ગોળી ખાનારને વીંછીનું ઝહેર ચઢતું નથી. આ દવા અમોએ ઘણા માણસોને આપી અનુભવ મેળવેલો છે બાદ પંદર વરસના અનુભવમાં આવ્યા પછી જાહેરમાં મુકી છે, હમેશાં ફક્ત બે પૈસા કરકસર કરી બચાવો અને જીંદગી સુધારો અને વૈદ્ય, ડાક્ટરોના બીલ ભરવાના બચાવો, ૩૦ ગોળીના ફક્ત રૂપીઆ ૧-૦-૦ બાર માસની ગોળીના ફક્ત ૧૨-૦-૦ રૂપીઆજ છે.

**ધીમી ખુશબોવાળું, થડું, સ્વદેશી વાળને, વધારનારૂં મળા કરનાર**

# " બ્રાહ્મી આંબળા તેલ. "

નં. ૧૨૧૪ ગુણમાં ઉત્તમ મગજ માટે.

નાની શીશી રૂ. ૦ાા વચલી સાઇઝ રૂ. ૧) ૧ા શેરના રૂ. ૧ાાા; રાા શેરના રૂ. ૩) ૫ શેરના રૂ. ૫ાા

**બ્રાહ્મી તેલ**—મગજ તથા વાળના વ્યાધિ માટે ઔષધિક તેલ કિં. ૦-૧૦-૦

**બ્રાહ્મી ઘૃત**—(ઘી) ગાંડપણ મટાડી, યાદશક્તિ વધારે છે. કિં. ૧-૮-૦

**બ્રાહ્મી ચૂર્ણ**—( સારસ્વત કે સરસ્વતી ચૂર્ણ ) ઉન્માદ, અપસ્માર વિગેરે મગજના વિકાર મટાડી બુદ્ધિ, ધારણાશકિત, ધીરજ તથા સ્મરણ શકિત વધારે છે. વિદ્યાર્થી માટે ખાસ કિં. ૦-૧૦-૦

**ભુતનાદિ ચૂર્ણ**—( સ્વાદિષ્ટ અન્ન પાચન ) મંદાગ્નિ, અરૂચી, પેટનું ચઢવું. શુળ, ચુંક આદિ મટાડે છે. નાની શીશી કિં. ૦-૩-૦ મોટી શીશી કિં. ૦-૧૨-૦

**દંતમંજન**—દાંત સ્વચ્છ કરે છે, મ્હોંની દુર્ગંધ, દાંતનું દુઃખવું, દાંતની છારી, દાંતમાંથી લોહી નીકળવું વિગેરે મટાડે છે કિં. ૦-૬-૦ છુટક શેરના રૂ. ૨-૮-૦

**નિર્ભય ચાકુતિ**—આ ચાકુતિમાં એકે કેફી, માદક કે ખાસ ઉત્તેજક વસ્તુ નથી, કેવળ નિર્ભય રસાયણરૂપ છે ધાતુના સર્વ વ્યાધિ દુર કરે છે. કિં. રૂ. ૬-૦-૦

બદામ પુરી શુદ્ધ, સ્વાદિષ્ટ, પૌષ્ટિક તથા બુદ્ધિવર્ધક છે, બદામ, કેસર, એલચી અને બારામતિની શુદ્ધ સ્વદેશી સાકરના

ચુલા વિષે શું કહેવું? ફિ. ૧ શેરના રૂ. ૧॥ તથા ૨) પીત્તળ પુરી શેર ૧ ના રૂ. ૩) તથા રૂ. ૩॥.

ચંપકલાલ મગનલાલની કું.

ભાવનગર—નં. ૯.

( કાઠીઆવાડ )

---

# જરૂર નોંધ કરી લેશો!!

જ્યારે પણ તમને ચામડાંની બનાવટ સમજી જ્યારે જુદી જુદી પ્રકારનાં પાકીટ, પૈસા મુકવાના ટ્રાવેલીંગ બેગ, સુટકેસ, સ્કુલ બેગ, મેડીસીન કેસ, મીલ બેલ્ટીંગ લેસીસ, અને રોલસ કીન વીગેરેની જરૂર હોય ત્યારે સારો, ટકાઉ અને વ્યાજબી કીંમતે માલ જોઇતા હોય તો જરૂર તમારા ઓર્ડરો ધી ઇન્ડીઅન લેધર મેન્યુફેક્ચરીંગ કંપનીનેજ નંધાવશો. તેમાં બનતા માલની ઉત્તમતાની ખાત્રી એટલીજ બસ છે કે, તેને પુના, ઢાકા, બીજાપુર, ઇટાવા, કોકાનાડા અને વડોદરા વીગેરે સ્થળે ભરાયલા પ્રદર્શનોમાંથી સોના રૂપાના ચાંદા તથા સરટીફીકેટ સોફ્મેરજ મળેલ છે. અને વળી બરમા, સીલોન, મોરીસીઅસ, સીઆમ વીગેરે દુર દુરના દેશોમાં પણ તેનો માલ ચાલુ થએલો છે. વળી જુના સામાનનું રીપેર કામ પણ સંતોષકારક રીતે કરી આપે છે.

ટ્રાયલ ઓર્ડર આપી ખાત્રી કરવા ચુકતા નહીં વેપારી ભાવ માટે પુછો—

ધી ઇન્ડીઅન લેધર ગુડસ મેન્યુફેક્ચરીંગ કંપની

શાહપુર (બેલગામ) મુ. પો. શાહપુર ( બેલગામ ).

# શહેનશાહી અમ્બર પિલ્સ સોનાના વર્કવાલી

આ યુનાની દવા અમ્બર તથા સોનાના વરખ તથા બીજી યુનાની તબીબોની ખરેખરી પૌષ્ટીક કીમતી દવાઓથી ઘણીજ મહેનતે તઇયાર કરવામાં આવે છે.

હસ્તદોષ અગર બીજા ગમે તે કારણથી તાકાત ખોઇ બેઠેલા નીરાશ નામરદ સખસોનું નપુશકપણું આ અમ્બર પિલ્સથી દુર થઈ પુરશાતન પ્રાપ્ત થાય છે. આ અમ્બર પિલ્સની બબે ગોળી રીતસર વાપરતાં તેનો ગુણ વીજળી વેગે શરીરમાં પ્રવેશ થઈ ચાર છ કલાકમાં મરદાઇની તાકાત પેદા કરે છે. ધાતુક્ષય અને વીર્ય-શ્રાવ તેમજ તેથી ઉત્પન્ન થતાં દરદો મગજ અને જ્ઞાનતંતુઓની નબળાઈ, છાતીની મુંઝ, બીસ ગભરાટ, ભરમ, ખાંસી, માથાનું દરદ, અજીર્ણ, કબજીઆત કળતર, કમરનો દુખાવો, વાંસાની ફાટ, વગેરે આ અમ્બર પિલ્સથી દુર થાય છે.

આ અમ્બર પિલ્સ વૃદ્ધાવસ્થાના લોકોને નવી જુવાનીની તાકાત બક્ષે છે, જુવાનોને તેથી પુરજોશ તાકાત પેદા થઇ ડબલ મરદાઈની તાકાત ઉત્પન્ન થાય છે.

નામદાર મુંબઈ સરકારની ગવરમેન્ટ લેબોરેટરીમાં આ શહે-નશાહી અમ્બર પિલ્સ એનેલાઇઝ થઇ તે સંબંધી સરટીફીકેટ મળેલ છે. કી. ગોળી ૪૦ ના રૂા. ૧૦ દશ.

## શાહેનશાહી તિલ્લા (લેપ).

આ દવા ઘણી કીમતી યુનાની દવાઓથી બનાવેલ છે તે દરરોજ લગાડવાથી એક અઠવાડીઆમાં ઇંદ્રીની રગો નસોની કમજોરી તથા નબળાઇ અને સુસ્તી દુર થઇ સંપુર્ણ લંબાઇ અને જાડાઇ આવે છે.

---

દેશી વૈદ્યો, યુનાની હકીમો, ડોકટરો તથા ધર્માદા દવાખાનાવાળાઓ માટે

## એક અમૂલ્ય તક. ખાસ વૈદ્યોપયોગી પદાર્થો.

૧ અમૃતાસત્વ (ગળોનું સત્વ) આ સત્વ ક્ષયમાં, તાવની નબળાઈમાં, સાધારણ અશક્તિમાં, અને પેશાબના તમામ દરદોમાં ઘણું સારૂં કામ કરે છે. કિં. રતલ ૧ ના રૂ. ૫.

૨ ગળોનું ઘન (ગળોની રસક્રિયાનો ગોળો) કિંમત રતલ ૧ ના રૂ. ૪.

૩ ,, (ગળોની રસક્રિયાનું ચૂર્ણ) કિંમત રતલ ૧ ના રૂ. ૭.

આ ઘનમાંથી સંશમની નં. ૧ લો, ૨ જો અને ૩ જો બનાવવામાં આવે છે.

૪ સંશમની નં. ૩ જો. આ ગોળીઓ જીર્ણજ્વર, વિષમજ્વર, મંદાગ્નિ અને ઉધરસ પર સારૂં કામ કરે છે. બાળાગોળી તરીકે પણ આ ગોળીઓ અપાય છે. કિંમત રતલ ૧ ના રૂ. ૭

પોસ્ટેજ તથા પેકીંગ ચાર્જ દવા મંગાવનારને શિર છે.

વિશેષ દવાઓ માટે તદન મફત મળતું કયાટલોગ મંગાવો અથવા લખો:—

**વૈદ્ય કાલિદાસ વિ. પોપટભાઇ**
C/o. આરોગ્ય ઔષધાલય
ઠે. પોસ્ટ ઑફીસ પાસે-મુ. **પાટણ.**
(નોર્થ ગુજરાત)

**વૈદ્ય મણિશંકર વિ. પોપટભાઈ**
ઠે મહાલક્ષ્મીના મંદિર પાસે,
**મુ. લીંબડી** (કાઠીઆવાડ).

**વૈદ્ય સી. પી. ચતુર્વેદી**
**મેનેજર શ્રી ગુર્જરાજ ફાર્મસી.**
**જામનગર** (કાઠીઆવાડ)

ધોળકાના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ ભુપતભાઈ પ્રાણુભાઈની રામબાણ દવાએ

# રૂ. ૧૦૦૧ ના ઈનામવાલી.

# જ્વરનાશક ગુટીકા.

( ફાયદો ન થાય તો પૈસા પાછા )

આ દવાથી તમામ જાતના તાવ જેવા કે વડાડત્રો, એકાંતરીયો, તરીયો, ચોથીયો ટાઢો, ઉનો યાને મેલેરીયા યાને ચાલુ જમાનાને અનુસરીને ગમે તે જાતનો હોય તે નાબુદ થાય છે. કોઇ એમ સાબિત કરી આપશે કે વૈદ્યરાજ ભુપતભાઇની દવાથી ચોથીયો તાવ નથી જતો તેને રૂ. ૧૦૦૧ ઇનામ આપીશું ગોળી ૭૨ ની ડબીની કીં. રૂા. ૧-૦-૦

## રૂપીયા ૧૦૦૧ ના ઇનામવાલી

## વિર્યવર્ધક ગુટીકા.

કોઈપણ માણસ એમ સાબિત કરી આપશે કે વિર્યવર્ધક ગુટીકામાં વિર્ય વધારવાનો અને તાકાત આવવાનો ગુણ નથી તેને રૂ. ૧૦૦૧ ઇનામ આપીશું. આ દવા બળ તથા પુષ્ટિ આપનાર વિર્યની વૃદ્ધિ કરનાર નપુષક-પણું તથા ઇન્દ્રીયની નાકૌવતીમાં શક્તિ આપે છે દસ્ત સાફ લાવી પાચન શક્તિ વધારે છે લોહીને સુધારીને વિર્યની વૃદ્ધી કરે છે યાદશક્તિ વધારે છે નબળાઇને દુર કરી શરીરને મજબુત બનાવે છે કુટેવથી અનિયમીત રીતે ગેર ઉપયોગ કરવાથી શરીરનું નબળુ પડી જવું હાથ પગ તથા બરડા તથા વાંસાની કળતર થવી કેડનો દુખાવો થવો મગજ ખાલી પડી જવું ટીપેટીપે પેશાબ થવો વધુમાં વંધ્યાને પુત્રવંતી બનાવે છે ટુંકામાં સ્ત્રીપુરૂષના ધાતુ સબં-ધીના તમામ જાતના દર્દોનો નાશ કરે છે ગોળી ૨૦ની ડબીની કીં. રૂા. ૨)

વધારે વિગત માટે અમારૂં મફત મળતું "વ્યાધિ વિદારણ" નામનું પુસ્તક મંગાવી વાંચો જે તદ્દન મફત એક પોસ્ટ કાર્ડ લખવાથી મોકલવામાં આવે છે.

વૈદ્યરાજ ભુપતભાઇ પ્રાણભાઈ
વૈરાટનગર આર્ય ઔષધાલય. ધોળકા જી. અમદાવાદ.